# શાન્તિનો માર્ગ.



લખનાર

પંન્યાસ કેસર વિજયજી મહારાજ.

પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૨ જી
સને ૧૯૨૨
સંવત ૧૯૭૮

કિં. ૦-૨-૬

# શાન્તિનો માર્ગ

ભાગ ૧-૨-૩.

લખનાર:—

પન્યાસ કેસર વિજયજી મહારાજ.

છપાવી પ્રસીદ્ધ કરનાર:—

શ્રી હેમચન્દ્રાચાર્ય ગ્રન્થાવળી ગ્રન્થાંક ૧

અમદાવાદ શાખા તરફથી

સેક્રેટરી વકીલ કેશવલાલ પ્રેમચંદ.

આવૃતિ પહેલી

પ્રત ૧૦૦૦, સને ૧૯૨૨.

અમદાવાદ.

# અનુક્રમણિકા.

## ભાગ પહેલો.



### નિશ્ચય નયની અપેક્ષાએ તત્ત્વો.

## ભાગ બીજો.

યોગ પ્રસાદની પહેલી ભૂમિકા અથવા ભૂમિકા શુદ્ધિની શરૂવાત (પૂર્વ સેવા).



## ભાગ ૩ જો.



શાહ ચુનીલાલ છગનલાલ.

જન્મ :
સં. ૧૯૨૩ ના વૈસાખ વદ ૧૦
તા. ૨૯ : ૫ : ૧૮૬૭

અવસાન :
સં. ૧૯૭૩ ના માગશર વદ ૭
તા. ૧૭ : ૧૨ : ૧૯૧૬

## રા. રા. ચુનિલાલ છગનલાલનું ટુંક
# જીવન ચરિત્ર.



આ પુસ્તકનો છેલ્લો યોગવાલો ભાગ મર્હુમ ચુનિલાલભાઇના વિનિત પુત્ર રા. રા. અમૃતલાલે દ્રવ્ય સહાય આપી છપાવેલ છે. તેમનો જન્મ વીસા ઓસવાળ જ્ઞાતિમાં દલીચંદ ભવાનદાસના કુટુંબમાં સંવત ૧૯૨૩ ના વૈશાખ વદી ૧૦ ને મંગળવાર તા. ૨૩-૧૦-૧૮૬૯ ના રોજ થયેલો. તેમનો પોતાની જીંદગીનો ઘણો ભાગ દીવાની ખાતામાં નોકર તરીકે કાઢેલો, અને તેને અંગે તાલુકામાં દેરાસર વગેરે ઘણા ધાર્મિક કાર્યોમાં ખાસ તનતોડ મહેનત કરી ધર્મનો ઉદ્યોત કરવા ઘણો પ્રયત્ન તેમને કરેલો. તેમનો અવસાન સંવત ૧૯૭૩ ના માગશર વદી બીજી સાતમ તા. ૧૭-૧૨-૧૯૧૬ નાં રોજ શહેર અમદાવાદમાં શુભ ધ્યાનમાં થયેલો. તે પોતાની પાછળ રા. રા. અમૃતલાલ તથા સારાભાઇ તથા તેમની ઓરમાન બા બાઇ માણેકને મુકી ગયેલા છે. તેમના સ્મરણાર્થે તેમના પુત્રે ખર્ચ કરી આ છેલ્લો ભાગ છપાવેલ છે.



# પ્રસ્તાવના.

---

ॐ अर्हनमः

અનંત જીવોથી ભરપુર આ દુનિયામાં ઘણા થોડાજ જીવો શાંતિ અનુભવતા હશે. તમે કોઇપણ મનુષ્યને પૂછો કે કેમ ભાઇ! શાન્તિમાં છો? આનંદમાં છો? સુખી છો? આના ઉત્તરમાં સામેથી ઘણા ભાગે એજ જવાબ મળવાનો કે ભાઇ! આ દુનિયામાં આ વખતે શાન્તિ, આનંદ કે સુખ માટે પૂછશોજ નહિં; તે તો કોઇક ભાગ્યવાનનેજ હશે, બાકી અશાન્તિ, કલેશ કે દુ:ખનો અનુભવતો કાયમજ રહે છે. ખેર. આ પણ સંતોષની વાત છે કે, તે મનુષ્યો અશાન્તિ, કલેશ કે દુ:ખને જાણી શકે છે; જાણનાર તેનો ઉપાય કરશે, શોધશે અને છેવટે મેળવશે.

આ અશાન્તિ, દુ:ખ કે ક્લેશનું કારણ શોધતાં માલુમ પડે છે કે, મનુષ્યો પોતાની મન કલ્પનાથીજ આ સ્થિતિ ઉત્પન્ન કરે છે, અને અનુભવે છે મહાન્ પુરૂષો એમ કહે છે કે "અજ્ઞાન એજ મહાન્ દુ:ખ છે, અજ્ઞાન એજ મહાન્ ભય છે." આંહી પ્રશ્ન થશેજ કે, કોનું અજ્ઞાન? વિચારવાનને ઉત્તર પણ આંતર્માંથી એજ ઉદ્ભવશે કે આત્માનું અજ્ઞાન. કર્મના કાયદાનું અજ્ઞાન. આ અજ્ઞાનને લઇનેજ જીવ માયામાં – જડપુદ્ગલોમાં – આસક્ત થાય છે. જ્યાં સત્ય નથી ત્યાં સત્ય માને છે. જે નિત્ય નથી તેને નિત્ય માની સંગ્રહ કરવા

મથે છે, આ એક ભૂલ હજારો ભૂલો પેદા કરે છે, રાગ દ્વેષ કરાવે છે અને અશાન્તિ, કલેશ કે દુઃખની પરંપરાની વૃદ્ધિ કરનાર બીજનું પોષણ કરે છે.

આ અશાન્તિ દૂર થઇ શાન્તિ પ્રગટે, દુઃખ દૂર થઇ સુખ મળે, અજ્ઞાન ટળીને જ્ઞાન તેની જગ્યાલે, તે માટે આ ગ્રંથ ઉપયોગી સાધન છે. આ ગ્રંથનું નામ **શાંન્તિનો માર્ગ** રાખવામાં આવ્યું છે. નામ પ્રમાણે તેમાં ગુણો હોવા જોઇએ અને છે, પણ તે પ્રગટ કરવા માટે આ ગ્રથમાં જે સાધનો બતાવવામાં આવ્યાં છે તેનો ઉપયોગ કરવો જોઇએ.

દવાનું નામ લેવાથી કે દવાને હાથમાં લઈ જોવાથી દરદ દૂર થતું નથી, પણ તે દવા નિયમસર ખાવા કે પીવાથી અને કહ્યા મુજબ ચરી પાળવાથી દવાનો ગુણ થાય છે, તેમ આ ગ્રથનું નામ લેવાથી કે તે પુસ્તક વાંચી જવાથી સર્વથા શાન્તિ નહિં મળે, પણ તે પ્રમાણે વર્ત્તન કરવાથી – અનુભવ લેવાથી – અવશ્ય શાન્તિ મળશે.

આ શાન્તિનોમાર્ગ નવીન નથી, પ્રાચીન છે. તે માર્ગ જ્ઞાની પુરૂષોનો કહેલો અને અનુભવેલો છે. મેં તો આ ગ્રંથમાં તે મહાન્ પુરૂષોનાં છુટાં છુટાં પડેલાં વાકય રત્નોનો સંગ્રહ કરેલો છે. વૈદ્ય જેમ જુદા જુદા સ્થળેથી પોતાના વૈદ્યાલયમાં જુદી જુદી ઉપયોગી અનેક દવાઓનો સંગ્રહ કરે તેમ સંગ્રહ કરેલો છે.

આ ગ્રંથમાં કહેવામાં આવેલાં તત્ત્વો અને માર્ગો મને રૂચેલાં છે, બનતા પ્રયત્ને તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરૂં છું. આ રીતે

આ માર્ગને મેં મારો માર્ગ કરવા આદર કર્યો છે, એ અપેક્ષાએ આ ગ્રંથને મારો કરેલો ગ્રંથ કોઈ કહેતો મને વાંધો નથી. ખરી રીતે તો આ ગ્રંથ એ અનેક ગ્રંથોનું દોહન છે, સાર છે. આ ગ્રંથમાં યોગ બિન્દુ, અધ્યાત્મસાર, અધ્યાત્મ ઉપનિષદ્, દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, અને બૃહત્કલ્પાદિ ગ્રંથોમાંથી મારા વિચારને ઉપયોગી બાબતોનો સાર લેવામાં આવ્યો છે.

આ ગ્રંથોનો મોટો ભાગ શ્રીમાન્ હરિભદ્રસૂરિજી તથા શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજીનોજ કરેલો છે. આ બન્ને મહાન્ પુરૂષો જૈન શ્વેતામ્બર સંપ્રદાયમાં ઘણાજ પ્રમાણિક મનાય છે. તેમનાં વાકયો તે મહાન્ પ્રભુનાં વાક્યો સમજાય છે. છે પણ તેમજ. તેઓ ઘણા મધ્યસ્થ વૃત્તિના, સત્યવકતા અને શુદ્ધ આત્મા તરફ જાગૃત લક્ષ્ય વાળા હતા એમ મારૂં પણ માનવું છે.

તે મહાન્ પુરૂષોનાં વાકયો મને ઉપયોગી થયાં છે, તેમ બીજાને પણ ઉપયોગી થાય, એ ઉદ્દેશથી આ ગ્રંથની રચનાના રૂપમાં ગોઠવવામાં આવ્યાં છે. આયુષ્ય થોડું, બુદ્ધિ ઓછી, વિઘ્નો ઘણાં, એટલે બધા જ્ઞાન સમુદ્રનું મંથન કેવી રીતે કરી શકાય ? માટે આ એક ગ્રંથથી પોતાનું જરૂરીયાત જેટલું કર્તવ્ય મનુષ્યો સાધી શકે, એ ઉદ્દેશ પણ આ પુસ્તક સંગ્રહ કરવામાં રહેલો છે.

જેવી મારી ધારણા હતી તેવી રીતે આ ગ્રંથની ગોઠવણ કરવામાં હું વિજયી નિવડયો નથી. તેમ થવામાં અનુકુળ સાધનોનો અભાવ તથા બીજાં કારણો પણ છે. એટલે જે ભાગ જે રૂપમાં લખાયો હતો, તે ભાગ તેવાજ રૂપમાં, આ બાબતના ગ્રંથોમાં

રસ લેનાર એક શ્રાવકને બતાવ્યો, તેમને આવી સ્થિતિવાળો ભાગ પણ ગમ્યો, અને તેમની પ્રેરણાથી છેવટનો યોગવાલો ભાગ છપાવવાનું ખર્ચ શહેર અમદાવાદમાં ફતાસાની પોલના રહેનાર મી. અમૃતલાલ ચુનીલાલે પોતાના પિતા રા. રા. ચુનીલાલ છગનલાલના સ્મરણાર્થે આપ્યું છે; અને તેથી તેમનો ફોટોગ્રાફ પણ તે ભાગની શરૂયાતમાં તેમના ટુંક જીવન સાથે છપાવવામાં આવેલ છે; અને પ્રથમ ભાગ પ્રસ્તાવના વગેરે સાથે તેજ પોળના રહિસ રા. રા. ગોકળભાઇ રતનચંદ દોલતરામની દ્રવ્ય સહાયથી છપાવેલ છે. મેં તો આટલા પ્રયાસથી સંતોષ માની તે ગ્રંથ તે શ્રાવકને સોંપ્યો, જેના ફળ તરિકે આ ગ્રંથ બહાર આવ્યો છે.

આ ગ્રંથમાં મારે પોતાને ફરી લખવાનું તથા સુધારો વધારો કરવાનું ઘણું રહી ગયું છે, છતાં કેટલાક કારણસર લખવાનું કામ મને અત્યારે કંટાળા ભરેલું લાગતું હોવાથી, પહેલાના પ્રયત્નથી જે બન્યું છે તે આ પ્રભુમાર્ગના જીજ્ઞાસુઓની આગળ મુકવામાં આવ્યું છે. આ માર્ગના જીજ્ઞાસુ અને અનુભવી આત્માઓ તેમાં યોગ્ય લાગે તેવો સુધારો વધારો કરે તેમાં હું રાજી છું.

આ ગ્રંથમાં મેં મારા વિચાર પ્રમાણે પ્રકરણોના વિષયોની ગોઠવણ કરી છે. મારી માન્યતા એવી છે કે, પ્રથમ દરેક જીવોએ પોતાનું ધ્યેય - લક્ષ્ય - નકી કરવું જોઇએ.

પોતાને શાની જરૂરીયાત છે, શું મેળવવું, એ જ્યાં સુધી નકી ન કર્યું હોય ત્યાં સુધી નિશાન વિનાના ફેંકેલાં બાણોની માફક તેમનો પ્રયાસ સફળ થતો નથી એટલે પ્રથમ પોતાને મેળવવા યોગ્ય

શુદ્ધ આત્માનો બોધ કરવો જોઇએ, અને પછી તેને પ્રગટ કરવામાં સહાયક ક્રિયાઓ કરવી.

કેટલાક મનુષ્યોની માન્યતા એવી હોયછે કે તેવી તીવ્ર બુદ્ધિ વિના આ જીવ, આત્માદિનો નિશ્ચય કરી શકતો નથી, માટે પ્રથમ તેને ક્રિયા માર્ગમાં જોડી દેવો, અને તે જેમ જેમ વિશુદ્ધ થતો જશે તેમ તેમ તેને બીજી બાબતોની સમજ પડશે, એટલે છેવટે તે આત્મા ઉપર આવશે. એક અપેક્ષાએ આ તેમનું કહેવું ઠીક છે પણ તેમાં અપવાદ પણ ઘણો છે. કેટલાક બુદ્ધિમાનો પણ આ લક્ષ્ય જાગૃત કર્યા સિવાય જીંદગી પર્યંત કર્મ માર્ગમાં જોડાયેલા રહે છે, છતાં તેમને પોતાના પ્રાપ્ત કરવા યોગ્ય ધ્યેયનું ભાન પણ હોતું નથી તે જીવો, આત્મભાન વિના પોતે જે ભૂમીકા ઉપર ઉભા હોય છે ત્યાંથી એક ડગલું પણ આગળ વધી શકતા નથી; આગળ વધવાની તેઓમાં શક્તિ છે છતાં લક્ષ્ય જાગૃતિ વિનાની કરાતી ક્રિયાને લઇ તેઓ ઝડપથી આગળ વધી શકતા નથી.

ક્રિયા એટલે ગતિ. છે ત્યાંથી આગળ, આગળ, ને આગળ વધવું, પણ નિશાન ભૂલાયેલું, યા, સ્મરણમાં ન હોવાથી કેટલીક વાર આ અજ્ઞાનતાને લઇ જ્યાં ન કરવા યોગ્ય હોય ત્યાં પ્રવૃત્તિ કરી દેછે. ન કરવાના સ્થાને રાગદ્વેષ કરે છે. પરિણામે ગતિ તો ખરી, પણ આગળ વધવાને બદલે પાછળ પાછળ અને પાછળ તે હઠે છે. પૂર્વના માર્ગને બદલે પશ્ચિમના માર્ગે ઘસડાઇ જાય છે.

આંહી એક અપેક્ષા છે કે, જે જીવ કાંઇ પણ ગતિ કરતો નથી, કેવળ આળસુ રહી પ્રમાદમાં જીવન ગુજારે છે, તેના કરતાં

આ પ્રવૃત્તિ કરનાર એક અપેક્ષાએ ઠીક છે. તેણે પોતાના મન-આદિને ગતિમાં મુકેલાં છે; તેની ગતિને બદલાવનાર કોઇ મળે તો તે સહેલાઇથી આગળ વધી શકે છે. આ અપેક્ષાએ અકામ નિર્જરા કરતો જીવ આગળ વધે છે, તેમ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે, છતાં આ પ્રવૃત્તિ નિરંતર ફળદાઇજ નિવડે એમ ચોકશતો નથીજ. શાસ્ત્રમાં દેડકાના શરીરના ચુરણુની ઉપમા આપીને આવી લક્ષ્ય વિનાની પ્રવૃત્તિ અટકાવવાનું પણ કહેલ છે. દેડકાના દેહનું ચુરણ કરીને વરસાદના નવા પાણીમાં જમીન ઉપર તે ફેંકવાથી જેટલા કકડા તેટલાં દેડકાં નવાં પેદા થાય છે. એકમાંથી અનેક ઉપજે છે. આ દષ્ટાંતે સંસાર ઘટાડવાને બદલે આવી ક્રિયા જન્મો વધારનારી થાય છે; માટે પોતાનું લક્ષ્ય નજર સન્મુખ રાખીને પછી પ્રવૃત્તિ કરવી, એ માર્ગ ઘણી ઝડપથી આગળ વધારનાર છે.

બુદ્ધિ વિના આત્માદિનો નિશ્ચય ન કરી શકે એવી જે દલીલ કરવામાં આવે છે તેને માટે એમ સમજવું જોઇએ કે, સામાન્ય-રીતે પણ પોતાના લક્ષ્યનો નિર્ણય થઇ શકે છે કે, "હું આત્મા છું.

મારૂં કર્ત્તવ્ય આત્માને નિર્મળ કર્મ રહિત-કરવો તે છે. હું દરેક ક્રિયાઓ તેને માટેજ કરીશ." આટલું પણ નિશ્ચયવાળું લક્ષ્ય હોય, ભલે પછી તે આત્માદિનો વિશેષ નિશ્ચય ન કરી શકે, તો પણ ઠીક છે, અને વિશેષ વિશુદ્ધિ થતાં બધો નિર્ણય તેને આગળ ઉપર થાય, પણ આટલો નિશ્ચય પ્રથમ કરવોજ જોઇએ. આનું નામ સમ્યગ્દર્શન છે; તે સિવાય કરાયેલી ક્રિયા મિથ્યાત્વની છે. પુદ્ગલની વૃદ્ધિ કરનારી છે. સંસાર વધારનારી છે, છતાં જ્ઞાન ક્રિયામાં પ્રવીણ,

આત્મલક્ષ્યવાળા સદ્ગુરૂની નિશ્રાએ રહેનારા, વિશેષ નિર્ણય ન કરી શકે તેવા જીવો આ માર્ગમાં પ્રવૃત્તિ કરતા હોય તો તેમને આ ક્રિયા ગુણકારી હોઇ આગળ વધારનારી થાય છે, કારણકે સમજવાને લાયક થતાં તેવા ગુરૂઓ તે શિષ્યોને જાગૃત કરી આત્માના માર્ગે આગળ દોરે છે. આ માટેજ શાસ્ત્રોમાં ગીતાર્થ ગુરૂની નિશ્રાએ રહેવાનું કહેવામાં આવેલું છે.

આ વિચારો ઉપરથી હું તો એવા નિર્ણય પર આવેલ છું કે પ્રથમ જડ, ચૈતન્યનો વિવેક કરી, પોતાનું મૂળલક્ષ્ય નજર સન્મુખ રાખી, પછી તે માર્ગમાં પ્રવૃત્તિ કરવી. આજ ઉદ્દેશ સર્વ જ્ઞાનીઓનો છે. તેઓશ્રી આ પ્રમાણે કહેછે કે, '**पढमं नाणं तओ दया. પ્રથમ જ્ઞાન** અને પછી દયા' અથવા પ્રથમ જ્ઞાન અને પછી ક્રિયા. આ વાત લક્ષ્યમાં રાખીને **આ શાન્તિના માર્ગમાં** શરૂઆતમાંજ જીવ અને પુદ્ગલ ના સંબંધનો નિશ્ચય કરવામાં આવ્યો છે.

આ સ્થળે આ વિશ્વ કોણે કર્યું ? ક્યારે કર્યું ? શાનું કર્યું ? શા માટે કર્યું ? ઇત્યાદિનો વિચાર નથી કર્યો. કારણ કે કેટલીક બાબતો એટલી ગહન છે, કે તેનો નિશ્ચય આપણી બુદ્ધિ નથી કરી શકતી. આ ચર્ચામાં વર્ષોનાં વર્ષો નીકળી જાય છે તો પણ તેનો પાર આવતો નથી, બુદ્ધિ નિશ્ચય નથી કરી શકતી અને છેવટે કરવાનું કર્તવ્ય બાકીજ રહે છે. આગળના સમર્થ પુરૂષો પણ આ બાબતનો નિશ્ચય પ્રથમ અને પછી એમ નથી કરતા, પણ **दुन्नी वि सासया भावा**–આ બન્ને પદાર્થો શાશ્વત છે. પ્રથમ આ–અને પછી આ–આમ કહી શકાતું નથી. અનાદિ છે વિગેરે કહીને ટુંકું પતાવે છે, તો પછી આ

નિશ્ચયમાં મારા જેવા અલ્પજ્ઞાની બુદ્ધિની ગતિ કેટલી થઈ શકે ? એટલે આ વિષય તરફ ઉપેક્ષા કરી આપણાથી હાલ તરત જે થઇ શકેતેવું છે તે તરફજ લક્ષ્ય દોરાયું છે. છતાં શરૂઆતમાં પ્રથમ કર્મ કે આત્મા ! એ વિષયની નોંધતો લીધી છે. તેમાં પ્રવાહ રૂપે કર્મ અનાદિ છે. આ કર્મગ્રહણ કરવાનું કારણ આત્મામાં કર્મગ્રહણ કરવાની યોગ્યતા માની છે. આ યોગ્યતાનો નાશ કરવો તે આત્માનું મુખ્ય કર્ત્તવ્ય છે. લક્ષ્ય પણ તેજ છે. એ કાર્ય સિદ્ધ થયું કે પછી આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાયછેજ. આ કર્મગ્રહણ યોગ્યતા હોયતોજ આત્માના સિદ્ધ અને સંસારી એવા ભેદો સંભવી શકે છે. જન્મ, મરણ, ગતિ, જાતી ઉંચ, નીચ, જ્ઞાની અજ્ઞાની ઈત્યાદિ ભાવો સમજાઇ શકે છે. તે યોગ્યતા માનવામાં ન આવેતો આ વિશ્વની વ્યવસ્થા બધી અવ્યવસ્થિત થઇપડે છે. વિવિધતા દેખાય છે તે સંભવેજ નહિ. આત્મા મુક્ત પણ ન થઇ શકે. થાય તો પણ પાછો સંસારી થઇ રહે. શુભાશુભ કર્ત્તવ્યના ફળની વ્યવસ્થા પણ બગડી જાય. વિચાર કરતાં આ કર્મગ્રહણ યોગ્યતાને લઇને બધી વ્યવસ્થા નિયમસર થઇ રહે છે. આને લઇનેજ આત્મામાં પરિણામી ધર્મ રહે છે. તેથીજ કર્મગ્રહણ કરાય છે. આ યોગ્યતાનો નાશ કરવો એજ પુરૂષાર્થ છે. આપણા પ્રયત્નને અવકાશ પણ તેને લઇને છે.

આ કર્મગ્રહણ યોગ્યતા નાશ થઇ શકે તેવી છે. તેના ઉપાયો છે, જે આપુસ્તકમાં બતાવ્યા છે. આ પુસ્તકજ તે માટે છે. જેમ જેમ આ કર્મ ગ્રહણ યોગ્યતા ઓછી થતી જાય છે. તેમ તેમ આત્મા નિર્મળ થાય છે, જાગૃત બને છે, સત્ય સ્વરૂપમાં બાહાર પ્રકાશે છે.

આ બાબતના વધારે સ્પષ્ટીકરણ માટે પુદ્દગલમાં પણ પરિણામી પણું છે એ નિશ્ચય કરેલ છે. પુદ્દગલો જુદા જુદા ફેરફારો-પરિણામો ધારણ કરે છે, સદા એકજ આકારમાં તે રહી શકતાં નથી. ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, જેને જૈનશૈલીમાં ઉત્પાદ, ધ્રુવ, વ્યય એકજ દ્રવ્યમાં કહેવામાં આવે છે તે આ છે.

આત્મામાં કર્મગ્રહણ યોગ્યતા આ પરિણામ પામવા રૂપે માનેલી છે. જેમ જેમ તે પરિણામ ભાવવાળા આત્માનું આ પુદ્દગલો તરફ વિભાવભાવે પરિણમવું થાય છે તેમ તેમ રાગદ્વેષના પરિણામ થાય છે, આ પરિણામને લઇ પુદ્દગલોનું આત્માની સાથે દુધ અને પાણીની માફક મળવું થાય છે, આ પરિણામના અંગે સંસારી જીવોની વિવિધતા થાય છે. એકજ આત્મા અનેક રૂપાંતરો અનુક્રમે ધારણ કરે છે તેને દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી કહેવામાં આવે છે. આ ચારના પેટા વિભાગમાં અનંત જંતુઓનો સમાવેશ થાય છે.

આ બધી વ્યવસ્થા પુદ્દગલોમાં એકજ આકારે ન રહેવા રૂપ પરિણામ ધર્મ માનવાથીજ થઈ શકે છે. આ બધું નટની માયા હોય તેવુંજ બને છે. આ કર્મગ્રહણ યોગ્યતાનો આ શાન્તિના માર્ગમાં બતાવેલી ક્રિયાથી નાશ કરવામાં આવે છે ત્યારે આત્માની આ બધી નટમાયા સમેટાઇ જાય છે. તે પ્રસંગે આત્મા આ વ્યવહારના ઉત્પત્તિ અને વિનાશ ધર્મને મૂકીદઇ પોતાના સ્વભાવમાં સ્વરૂપમાં- ધ્રુવ રૂપે સ્થિર થાય છે. તેજ સ્વરૂપસ્થ-પરમાત્મા-સિદ્ધાત્મા કહેવાય છે.

આ પ્રમાણે આત્મા અને પુદ્ગલનો સંબંધ બતાવીને

બીજા અધ્યયનમાં તે કર્મગ્રહણયોગ્યતા પુરૂષાર્થથી નાશ પામે છે, પ્રયત્ન વિના કાંઇ થઇ શકતું નથી એ બતાવવા માટે દૈવ અને પુરૂષાર્થનું વર્ણન કરવામાં આવેલું છે.

પુરૂષાર્થ એટલે આત્માની શક્તિ ફેરવવી—આત્માનો વ્યાપાર અને દૈવ એટલે શુભાશુભ કર્મ. આત્મા પોતાના પુરૂષાર્થ બળથી આ શુભા શુભ કર્મોને હઠાવે છે. છતાં દરેક મનુષ્યોનો પુરૂષાર્થ સફળ થતો નથી, એ જણાવવા માટે ચરમાવર્તમાં-છેલ્લા પુદ્‌ગલ પરાવર્તન કાળચક્રની અંદર આ જીવ પ્રવેશ કરે છે ત્યારેજ આ પુરૂષાર્થ ખરેખર વિજયી નિવડે છે. બાળમાંથીજ યુવાન થવાય છે. યુવાન જે કામ કરી શકે છે તે કામ બાળ શરીર નજ કરી શકે, આ દૃષ્ટાંત બતાવી ચરમાવર્તકાળ તે ધર્મનો યુવાનકાળ છે, તેમાં કરાયેલ પુરૂષાર્થ સફળ નિવડે છે, થોડા પ્રયત્ને ઘણું કાર્ય સિદ્ધ થાય છે. આવર્ત્ત નામ ભ્રમણનું છે. આ સંસારમાં પુદ્‌ગલો સાથે આસક્તિ રાખીને આત્માએ અનેક ભ્રમણ કર્યાં, હવે આ છેલ્લું ભ્રમણ જેને માટે હોય છે તેનો તે વખતનો કરાએલો પુરૂષાર્થ કર્મોને હઠાવવામાં વિજયી થાય છે. આત્માને જ્યારે પોતાના સ્વરૂપનું ભાન થાય છે ત્યારે ઘણાં આવર્ત્તો ચાલ્યાં ગયેલાં હોય છે. મતલબ કે તે પછી આત્માને આવર્ત્તમાં ભ્રમણ કરવું નથી પડતું. આ મોહક પુદ્દગલોની માયાજાળ તેને લલચાવી શકતી નથી.

આત્માએ આત્માના (પોતાના) સન્મુખ થવું, પોતે પોતાને જાણવો, એજ ધર્મનો યુવાનકાળ. પુરૂષાર્થ સિદ્ધ થવાનો વિજયી દિવસ. આત્મા, આત્માને જાણે ત્યારે બધાં આવર્ત્તો ચાલ્યાં જાય,

તે વખતે છેલ્લું આવર્ત્ત જ હોય, આ એક ઉત્તમ રહસ્ય છે. કોઈ જીવને એવી જાણવાની ઇચ્છા થાય કે આ મારૂં છેલ્લું આવર્ત્ત છે કે તેનાં પહેલાનું આવર્ત છે? આ નિશ્ચય માટે પોતે પોતાનેજ પ્રશ્ન કરવો કે તું પોતે પોતાને જાણે છે? યા પોતામાં તપાસવું. તપાસ કરતાં નિશ્ચય થઇ શકશે. જો આત્માને જાણતો હશે તો આ પ્રશ્નને અવકાશજ નહિં રહે. જો ન જાણતા હો તો હમણાંજ તેને જાણવાનો પ્રયત્ન કરો, તેથી અનેક આવર્ત્તો ઓછાં થઈ જશે; અને છેલ્લા આવર્ત્તમાં આવી રહેશો. તમારા વિચારના પ્રવાહને બદલાવવાનીજ જરૂર છે, થોડા વખત પછી વિચારમાં આવેલી બાબતને તમે તમારા આચારમાં જોઇ શકશો. આજ પુરુષાર્થ છે. પુરુષાર્થ કરવાથી કર્મગ્રહણ યોગતા ઓછી થાય છે. તેટલે દરજ્જે આત્મા નિર્મળ બને છે. આ વખતે શુભ પરિણામની ધારા ઉલ્લાસ પામે છે. તે ધારા પછીના શુભ પરિણામને વધારવામાં ઉપયોગી થાય છે. તે શુભતર ધારા તે પછીના શુભતમ પરિણામને વધારે છે. આ પ્રમાણે ભાવ, ભાવનો પ્રેરક બને છે. આ વખતે ઉપદેશ કેવળ નિમિત્ત માત્રજ બને છે. આત્મા પોતાના સ્વભાવ તરફનું વલણ લઇ તે તરફ ધસતો જાય છે. આ વખતે પુદ્ગલની મોહક આકૃતિઓ તરફ આકર્ષનાર રાગદ્વેષની ગ્રંથીઓ ભેદાઇ જાય છે. વારંવાર સજાતિય ભાવનાવાળી વૃત્તિઓનો પ્રવાહ ઉત્તેજીત થાય છે. આ ભાવનાથી હલકી ભાવના પરાજીત થાય છે. સાત્વિકભાવ પોષાય છે. રાજસ્ અને તામસ્ પ્રકૃતિનો પરાજય થાય છે. આ ભાવ તે પ્રકરણમાં બતાવ્યો છે. આ પુરૂષાર્થવડે શુભાશુભ કર્મનો પરાજય કરવા માટે તત્ત્વજ્ઞાન જાણવું જોઇએ. આત્મા અને તેનો વિરોધી પદાર્થ જડ

ભાવ, આ બન્નેનું જ્ઞાન જાણવાથીજ સ્વભાવ તરફ પુરૂષાર્થ કરવો સુગમ પડે છે. આ કારણથી ત્રીજા અધ્યયનમાં નવતત્વોનું વર્ણન કરવામાં આવેલ છે.

નવતત્વમાં આત્માનું જ્ઞાન મુખ્ય છે, આત્મજ્ઞાનથી મોક્ષ થાય છે, આત્માને પૂર્ણ રીતે જાણ્યા પછી બીજું જાણવાનું બાકી રહેતું નથી. નવતત્વોનું જ્ઞાન પણ આત્માના અનુભવ માટેજ છે, આ કારણથી આત્માની નિશ્ચય અને વ્યવહાર બન્ને રીતે સ્પષ્ટ સમજણ આપવામાં આવી છે.

વ્યહવારનો સાદો અને સરલ અર્થ પર્યાયપણે પરિણમેલ આત્માની સ્થિતિ એ છે. અને નિશ્ચયનો અર્થ મૂળ દ્રવ્યપણે-સ્વ સ્વભાવે-પરિણમેલ આત્માની સ્થિતિ. અર્થાત્ ઉત્પત્તિ અને નાશના પર્યાયમાં પરિણમેલ તત્વ તે વ્યવહાર; અને ધ્રુવભાવે રહેલ સ્થિતિ તે નિશ્ચય. અથવા વિભાવ પર્યાયવાળી આત્માની બાહાર આવેલી શક્તિ તે વ્યવહાર; અને સત્તાગત સ્વભાવમાં પરિણમેલ આત્મશક્તિ તે નિશ્ચય. આ વ્યવહાર નિશ્ચયનું વર્ણન આંહી આત્માની એકતા અનેકતાની અપેક્ષા સાથે બતાવવામાં આવ્યું છે, તેમજ આત્માના સ્વભાવ ભૂત ગુણ પર્યાયનો આત્માથી અભેદ છે, ભેદ નથી. વ્યવહાર નય ભેદ કરે છે તે વાસ્તવિક નથી, ઉપચારિક છે. વ્યવહારનયાનુસાર આત્માનું વિવિધપણું છે. નિશ્ચયનયાનુસાર વિવિધપણું બનતું નથી. આ સર્વ જણાવી વિભાવ પર્યાયથી આત્માનો ભેદ બતાવેલ છે, એટલે ગતિ, જાતિ, ઇંદ્રિય, વેદ, જન્મ, મરણ આદિ કર્મોનાજ ભેદ છે; તાત્વિક રીતે તે આત્માના ભેદો નથી. આ સર્વ ઉપાધિઓ

છે. લાલ, કાળાદિ ઉપાધિના અંગે સ્ફટિકરત્ન લાલ, કાળું દેખાય છે, પણ ઉપાધી દૂર થતાં ખરૂં સ્વરૂપ પ્રગટ થાય છે, તેમ આત્માના સંબંધમાં પણ બન્યું છે. આ સર્વ વ્યવહારની ભંગ જાળ છે, તેમાં જરા પણ મુંઝાવા જેવું નથી આ સર્વ બતાવવા માટે નિશ્ચય નય અનુસારે આત્માનું શુદ્ધ સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. અને તેજ આપણું કર્ત્તવ્ય કે પ્રાપ્તવ્ય લક્ષ્ય છે. આ સમજાવવા ખાતર આત્માનું વિરોધી અજીવતત્ત્વ કહેવામાં આવ્યું છે. આ તત્ત્વ સમજવાથી જડ અને ચૈતન્યની તેના લક્ષણોદ્વારા ભિન્નતા વાળું વિવેકજ્ઞાન થાય છે, જેને તાત્ત્વિક સમ્યક્જ્ઞાન અને સમ્યક્ દર્શન કહેવામાં આવે છે.

આ અજીવતત્ત્વમાં પુન્ય, પાપ, આશ્રવ, અને બંધ આદિનો સમાવેશ કરેલો છે. આ પુન્ય પાપાદિના કરેલા પર્યાયો તે આત્માના પર્યાયો નથી પણ જડ પુદ્‌ગલનાજ પર્યાયો છે, તે જણાવવા માટે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ, અને પુન્ય, પાપાદિનાં ગુણો–લક્ષણો–આપ્યાં છે. આત્માના ગુણો–યા–લક્ષણો સાથે આ અજીવદ્રવ્યોવાળા તત્ત્વોના લક્ષણોની–ગુણોની સરખામણી કરી બતાવી આ ગુણો આત્માના નથી એમ સમજાવ્યું છે. તે સાથે વ્યવહારિક પુન્ય, પાપ,આશ્રવ, બંધ પણ સમજાવ્યાં છે. કર્મગ્રહણ યોગ્યતાનો નાશ કરવામાં મદદગાર સાધન સંવર, નિર્જરા અને મોક્ષ તત્ત્વ તે પણ વ્યવહારિક અને પારમાર્થિક કહ્યાં છે. આ નિશ્ચય તત્ત્વો સમજનાર જીવ, કારણમાં કાર્યને માની લેવાની ભૂલ કરવાથી, બચી જાય છે, અને કાર્યસિદ્ધિનાં ખરાં કારણો સમજી અસત્ વ્યવહારથી દૂર રહેવા પ્રયત્ન કરે છે.

આ નિશ્ચય નવતત્ત્વ અને વ્યવહાર નવતત્ત્વોની સમજ આવવાથી જ્ઞાન અને શ્રદ્ધા બન્ને પ્રાપ્ત થાય છે. સમ્યક્‌જ્ઞાનદર્શન અને ચારિત્ર એ મોક્ષમાર્ગનાં ત્રણ અંગ છે, તેમાંથી આ તત્ત્વજ્ઞાનના બોધથી પ્રથમનાં બે અંગો સાધકના હાથમાં આવે છે.

મોહનીયકર્મના બે ભાગ છે. દર્શનમોહનીય, ચારિત્રમોહનીય, દર્શનમોહકર્મ જવાથી ( સત્યતત્ત્વનું શ્રદ્ધાન થવાથી ) સમ્યક્‌દર્શન પ્રગટે છે, છતાં તે જીવમાં સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી. તેની પ્રાપ્તિતો ચારિત્ર મોહનીયકર્મ જવાથી થાય છે. બીજ વાવવાથી અંકુરો ફુટે છે. થડ, ડાળાં, પાખડાં, પાંદડાં ઝાડને આવે છે. છતાં ફળ આવતાં વાર લાગે છે. અમુક વૃક્ષ છે તેનું જ્ઞાન થાય છે. તે આવા ગુણવાળું છે વિગેરે તે ઉપર શ્રદ્ધા આવે છે; છતાં તેને ફળ આવવાને વખતની જરૂરછે. તેમ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય, કે ક્ષયોપશમ થવાથી સમ્યક્‌જ્ઞાન થાય છે જ્ઞાન થવા સાથે દર્શનમોહનીયકર્મ જતાં શ્રદ્ધાન આવે છે, છતાં ચારિત્રમોહનીય કર્મ જવા વિના ઉત્તમ વર્ત્તન કરવા રૂપ સમ્યક્‌ચારિત્ર પ્રાપ્ત થતું નથી, શ્રદ્ધાન થવા પછી પણ કાંઇક વિશેષ પુરૂષાર્થથી નિર્મળતા વધે છે ત્યારે, જાણવા પ્રમાણે વર્ત્તન કરી શકાય છે.

કેટલીક વખત મનુષ્યો આવા માર્ગના જાણનારના સંબંધમાં તેવું વર્ત્તન નથી હોતું તે સંબંધે ટીકા કરે છે, અને તે જ્ઞાનને વગોવે , તેમને માટે આ ઉપર લખેલ ખુલાસો પુરતો છે કે, જાણવા પછી વર્ત્તન કરવામાં કાંઇક વિશેષ પવિત્રતાની જરૂર છે, તેમ

જાણવાનું કામ જ્ઞાનાવરણીયકર્મની ઓછાશ થવાથી બને છે, ત્યારે તે પ્રમાણે વર્તન કરવાનું કામ ચારિત્રમોહનીયકર્મની ઓછાશ થવાથી બને છે.

આંહી સુધીમાં સમ્યકજ્ઞાન અને સમ્યક્દર્શનરૂપ મોક્ષનાં બે અંગોનું વર્ણનઆપેલું છે. ત્યાર પછી જાણવા અને સદ્દહવા પ્રમાણે વર્તન થવા માટે સમ્યક્ ચારિત્રની જરૂર પડેછે, તે માટે બીજા ભાગમાં ચોથા પ્રકરણથી ભૂમિશુદ્ધિની શરૂઆત થાય છે. આ ભાગમાં પવિત્રતા વધવા માટે ઉપાયો બતાવવામાં આવ્યાં છે. ઉમેદવાર પ્રભુના માર્ગ તરફ ચાલવાની હવે શરૂઆત કરે છે. ગુણાનુરાગ વધારવા માટે તેને પોતાના આ માર્ગના મદદગાર તરફ પૂજ્ય બુદ્ધિ રાખવાની જરૂર પડે છે. શરૂઆતમાં તેને સેવાનો માર્ગ સ્વીકારવો પડે છે. ન્યાય માર્ગે સંપાદન કરેલી પોતાની મીલકતનો યોગ્ય માર્ગે વ્યય કરવો પડે છે. આ માટે તે પોતાના ઉપકારી ગુરૂવર્ગ અને ઇષ્ટદેવનું પૂજન કરે છે. ગુરૂવર્ગમાં નજીકનાં ઉપગારી માતા, પિતાનું ગ્રહણ કર્યું છે. તેમની ઇચ્છાનુસાર અનુકુળ સેવા કરવાથી અને આજ્ઞા માન્ય કરવાથી કૃતજ્ઞતા ( કર્યા ગુણને જાણવાપણાની ) તથા ઉપકાર કરનારનો બદલો વાળવાની શક્તિ કેળવાય છે. મહાન્ પ્રભુ મહાવીરદેવે પણ માતાપિતાની ભક્તિ કરી, તેમની આજ્ઞા શીરસાવંદ્ય કરી, આ માર્ગ સેવન કર્યાનું દુનીયાંને જણાવી દીધું હતું. માતા, પિતાના ઉપકારને ભૂલી જનારા કૃતઘ્ન પુરૂષો આ માર્ગમાં પ્રવેશ કરી તેના ગુરૂવર્ગનું મન જીતી શકતા નથી; તેથી તેઓ વ્યહવાર અને પરમાર્થ બન્નેથી ભ્રષ્ટ થાય છે. ત્યાર પછી વ્યહવાર માર્ગના ઉપયોગી ઉપગારી કળાચાર્ય આવે છે, અને પછી ધર્મગુરૂ આવે છે, તેમની સેવા કરે

છે. આ પ્રસંગે મદદની જરૂરીયાતવાળા પોતાના ધર્મબાંધવો, જ્ઞાતિ બંધુઓ કે દેશ બંધુઓની સેવા કરવામાં પણ તે પાછળ પડતો નથી. છેવટે પોતાનું લક્ષ્ય જે પરમાત્મા છે તેના તરફ તે વળે છે.

આ પ્રસંગે તે જીવમાં રહેલાં ક્લિષ્ટ કદાગ્રહવાળાં બીજનો નાશ કરવા માટે તેનામાં મધ્યસ્થભાવ ખીલવવાની જરૂર પડે છે, એટલે અમુકજ દેવ કે ગુરૂનું પૂજન, સેવન કરો તેવો ગુરૂ તેને આગ્રહ કરતા નથી, પણ તેના કુલાચારની માન્યતા પ્રમાણે તેના ઈષ્ટદેવની સેવા કરવાનો માર્ગ શરૂ કરાવે છે. જો તેને કોઇપણ દેવ કે ગુરૂ તરફ લાગણી ન હોયતો મધ્યસ્થભાવના પોષણ માટે સર્વ દેવ અને સર્વ ગુરૂને વંદન, નમન, પૂજન કરવા માટે પ્રવૃત્તિ કરાવે છે. એમ થવાથી કોઇપણ દેવની ગુરૂની કે ધર્મની નિંદા કરવાની કે ઇર્ષા કરવાની વૃત્તિઓ ઓછી થાય છે. સર્વ સ્થળેથી ગુણગ્રહણ કરવાની લાગણીઓ ઉત્તેજીત થાય છે. વિચારશક્તિ વિશેષ ખીલતાં તે આ માર્ગમાં વિશેષ ઉપયોગી દેવ, ગુરૂ કે ધર્મ કોણ યા-કયો છે, તે આપોઆપ નિશ્ચય કરી લેશે. એમ છેવટે એક માર્ગ ઉપર તે આવશે, છતાં તે કોઇની નિંદા કે ઇર્ષા તો નહિંજ કરે. આ વાત સ્પષ્ટતાથી સમજાવવા માટે ચારીસંજીવનીનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે.

ત્યાર પછી પોતે ન્યાયથી પેદા કરેલ દ્રવ્યનો સદ્ઉપયોગ કરવા માટે જરૂરીયાતવાળા સત્પાત્રોને દાન આપવાનું શરૂ કરે છે. તે સંબંધી વર્ણન આપવામાં આવ્યું છે. તેમ કરવાથી દ્રવ્ય ઉપરનો મોહ ઓછો થાય છે. જે મનુષ્ય પોતાની છતી શક્તિએ જરૂરીયાતવાળા જીવોને મદદ નથી કરી શકતો તે બીજા

પાસેથી મદદ મેળવવાને લાયક નથી. માટે શક્તિ અનુસારે દાન તો આપવું જ.

ત્યાર પછી સદાચાર સેવવાની શરૂઆત થાય છે. સદાચારમાં ઉપયોગી ગુણો-પરોપકારી થવું, કોઈની નિંદા ન કરવી, ગુણાનુરાગી થવું, દુઃખના પ્રસંગે દીનતા ન કરવી, સંપત્તિનો ગર્વ ન કરવો, થોડું બોલવું, સત્ય બોલવું, કુલાચાર પાળવો, દ્રવ્યનો સારે માર્ગે ખરચ કરવો, માંસ, મદિરાનો ત્યાગ કરવો, ઉચિત વ્યવહાર સાચવવો ઈત્યાદિ-સદાચાર પાળવાનું બતાવવામાં આવેલ છે.

ત્યારપછી ઇંદ્રિયો દમવા અને દેહઉપરથી મમત્ત્વ હઠાવવા તપ કરવાનું બતાવ્યું છે. તપથી કલિષ્ટ કર્મો નાશ પામે છે. પાપનું પ્રાયશ્ચિત્ત થાય છે. સાથે પરમાત્માના પવિત્ર નામનો જાપ કરવાનું પણ બતાવ્યું છે.

આટલું કરવા છતાં, જો આ જીવ દુનિયાના વિષયો તરફથી વિરક્ત ન થાય, તો પણ તે વિરક્ત દશાથી પ્રાપ્ત થતા નિર્વાણ ( મોક્ષ ) તરફ પ્રેમભાવતો તેણે વધારવોજ જોઇએ; તે બતાવવા માટે, જ્યાં આ દુનિયાના વિષયો નથી, વિષયોનો આનંદ નથી, તેવા મોક્ષ તરફ અભાવ કે દ્વેષતો નજ કરવો તે બતાવ્યું છે. સંસાર ઉપરના મોહ કે રાગને લીધે કેટલીક વાર જ્યાં આવા પદાર્થો નથી હોતા, તેમજ ત્યાં સુખ શું છે તે નથી સમજાતું, તે પ્રસંગે આ જીવ તે તરફ ઉપેક્ષા, અભાવ કે દ્વેષ ધરાવે છે તે ન ધરાવવાની ચેતવણી આપી છે.

ત્યાર પછી જે આ દેવગુરૂપૂજન, સદાચાર, તપ આદિ અનુષ્ઠાન કરવામાં આવે છે તે અનુષ્ઠાન આ લોકનાં કે પરલોકનાં સુખ માટે, પુદ્ગલીક આનંદ માટે ન કરવાં, તેમજ તે લક્ષ્યશૂન્ય કે ઉપયોગ રહિત ન કરવાં, પણ સમજીને, તેમાં લક્ષ્ય રાખીને, આદરપૂર્વક પ્રેમભાવે કરવા તે બતાવવા માટે પાંચ પ્રકારનાં વિષ, ગરલ, અનનહેતુ, તદ્હેતુ, અમૃત, અનુષ્ઠાન બતાવ્યાં છે. આ સર્વ ક્રિયાઓ તો એકજ છે, પણ કર્ત્તાના અભિપ્રાય અને જાગૃતિના પ્રમાણમાં તેના વિભાગો બતાવ્યા છે. તેમાંની પહેલી ત્રણ ક્રિયાઓ મૂકીદઇ, પાછળની બે ક્રિયાઓ કરવી એ બતાવી, પાંચ પ્રકરણમાં બીજો ભાગ સમાપ્ત કર્યો છે. આટલાથી ભૂમી ખેડાઇને બીજ વાવવાને લાયક સાફ થઇ રહે છે. હવે પછીથી યોગની શરૂઆત થાય છે. છતાં આ સર્વ ઉપાયો આત્મામાં કર્મગ્રહણની યોગ્યતા રહેલી છે તેને પાતળી પાડવા માટેનાજ છે.

પ્રથમ અધ્યાત્મયોગની શરૂઆત કરી છે. જે ક્રિયા આત્માનેજ ઉદ્દેશીને કરાય, તે અધ્યાત્મયોગ છે. વિશેષ વિશુદ્ધિને અર્થે પ્રથમ પરમાત્માના નામનો જાપ કરવાનું બતાવેલું છે. કોઇપણ પરમાત્માના નામને સૂચવનારૂં પવિત્ર પદ લઇ લાંબા વખત સુધી તેનું સ્મરણ કરવું; અથવા સંપૂર્ણ નમસ્કાર મંત્રનો જાપ કરવો. આ કરતા જાપનાં મોજાંઓ આત્માના બધા પ્રદેશો તરફ ફરીવળે, તેની લહરીઓ (આંદોલનો) શરીરના બધા ભાગ તરફ તરીવળે તેમ કરવાની જરૂર છે. જાપથી અશુભ સંસ્કારો પલટાઇ જાય, ઓછા થાય, નવીન અશુભ સંસ્કાર ન પડે, અને મનની નિર્મળતા વધે, એ જાપ કરવાનો ઉદ્દેશ છે. આ જાપના સંસ્કારો એટલાબધા

મજબુત કરવા કે થોડી નવરાશ મળે કે તરતજ સ્વભાવિક જાપ ચાલુ થતો જાય, હાલતાં, ચાલતાં, સુતાં, બેસતાં પણ જાપ ચાલુ રહે, આવી જાગૃતિ વાળાને જાપની સંખ્યાની ગણતરી રાખવાની જરૂર નથી, તેવી ટેવ પાડવા માટે પ્રથમ, પાંચ કે દશહજાર જેટલી સંખ્યાનો નિયમ રાખવો જરૂરનો છે. તેથી જાપ ન કરવાના વખતે પણ તે સંખ્યા પુરી કરવાનો સંકલ્પ જાગૃત રહે છે, અને ધર્મધ્યાનનો પ્રવાહ વ્યવહારના પ્રસંગોમાં પણ લંબાયેલો અને શરૂ રહે છે, જાપ નંદાવર્ત્તવિધિ, કમળવિધિએ પણ કરવાથી મનોવૃત્તિ તેમાં સ્થિર રહેછે. ટચલી આંગળીના છેલ્લા વેઢાથી ઉપર ચડી બીજી ત્રીજી ચોથી આંગળીનાં ટેરવા ઉપર થઇ, ચોથી આંગળીના બન્ને વેઢા નીચા ઉતરી ત્રીજી બીજીના છેલ્લા વેઢા ઉપર થઇ બીજી ત્રીજી આંગળીના વચલા વેઢા ઉપર જાપ કરવો. આ વિધિને નંદાવર્ત્ત વિધિનો જાપ કહે છે. હૃદયમાં નવપદનું સ્થાપન કરી, તેની આઠ દિશાની આઠ પાંખડીઓ અને પ્રથમ વચમાં, આ પ્રમાણે નવસ્થાને જાપ કરવો તે કમળવિધિ છે. આ સિવાય પણ બાર પાંખડી, સોળ પાંખડી વાળા કમળની કલ્પના નાભીમાં, હૃદયમાં, કંઠમાં, ભ્રુકુટીમાં અને બ્રહ્મરંધ્રમાં કરીને તે સ્થળે જાપ કરવો આ સર્વ કમળજાપ છે.

જ્યાં નિર્મળ પાણીનાં ઝરણાં કે પ્રવાહો વહેતા હોય તેવાં નદી કે સરોવરના ભાગ પાસે બેસીને, અથવા જ્યાં સુંદર રળીયામણા હરીયાળા પ્રદેશો હોય, સુગંધી બાગ, બગીચાઓ આવી રહેલા હોય, અથવા શીતળ હવાવાળો, ડુંગરીનો પ્રદેશ હોય, જે સ્થળે તીર્થંકરદેવ કે જ્ઞાનીપુરૂષોનાં કલ્યાણિક થયેલાં હોય, ધ્યાન, સમાધિ

કે આત્મજ્ઞાન ઉત્પન્ન કરેલ હોય, તેવા પ્રદેશોમાં બેસીને જાપ કરવામાં આવે તો તે ઉત્તમ ગણાય છે. તેવા સ્થળે જાપ કરવાથી ઉત્સાહમાં વૃદ્ધિ થવા સાથે પવિત્રતા વિશેષ પ્રાપ્ત થાય છે. તે હકીકત જણાવી પ્રથમ પ્રકરણ પૂર્ણ કર્યું છે.

બીજા પ્રકરણમાં તેજ યોગ રૂપાંતરે, જુદા અભિપ્રાયે બતાવેલ છે. તેમાં મન, વચન, શરીરને નિયમમાં રાખવાં, પોતાની ભૂલો પોતાને ન જણાય તે માટે બીજા કોઇ આપણી ભૂલો કહેતા હોય તે સાંભળી દૂર કરવા પ્રયત્ન કરવો, પોતાની લાયકાતનો વિચાર કરી પ્રવૃત્તિ કરવી, અને પોતાની શુભ પ્રવૃત્તિના પરિણામની તપાસ કરતા રહેવું, ભુલો સુધારવી, અને જરૂર પડતાં આ માર્ગમાં ગુરૂ આદીની મદદ લેવી.

ત્રીજા પ્રકરણમાં આજ યોગનું જુદા અભિપ્રાયે વર્ણન કરેલું છે. આત્માના શુદ્ધ આદર્શ જેવા વીતરાગદેવનું પૂજન કરવું તે મનની વિશુદ્ધિ અને એકાગ્રતાનું કારણ છે.

ચોથા પ્રકરણમાં અવશ્ય કરવા યોગ્ય છ આવશ્યકરૂપ પ્રતિક્રમણનું સ્વરૂપ બતાવ્યું છે. ગૃહ સાફ કરવાની જેમ દિવસમાં બેવાર અનિવાર્ય જરૂર છે, તેમ આ પ્રતિક્રમણની પણ તેટલીજ જરૂર છે. આ ક્રિયાથી કર્મમળ ઓછો થઇ અંતઃકરણ નિર્મળ બને છે.

પાંચમા પ્રકરણમાં મૈત્રીઆદિ ચાર ભાવનાનું સ્વરૂપ બતાવ્યું છે. દુનિયાના સર્વ જીવો ઉપર મિત્રભાવ રાખવો, જ્ઞાની, ગુણી, સુખી જીવોના ગુણોના ઉપર પ્રમોદતા, દુઃખી જીવોના દુઃખો દૂર

કરવાની લાગણીવાળી કરૂણા, અને પાપી જીવોના તરફ દુર્લક્ષતા-વાળી ઉપેક્ષા. આ ભાવનાનો સાર છે. આ ભાવના, યોગનું જીવન છે. યોગને પોષણ આપનાર રસાયણ છે. આ ભાવનાથી પ્રેમનો, ગુણાનુરાગનો, દયાનો અને સહનશીળતાનો ગુણ વધે છે. છેવટે અધ્યાત્મયોગનું ફળ કહી પ્રથમ અધ્યાત્મયોગ સમાપ્ત કર્યો છે.

બીજો ભાવના યોગ છે. અધ્યાત્મયોગનો વારંવાર અભ્યાસ કરવો તે ભાવના યોગ છે. તેમાં શ્રુતભાવના, તપભાવના, સત્ત્વભાવના, એકત્ત્વભાવના, અને તત્ત્વભાવનાનો સમાવેશ કરવામાં આવ્યો છે;

શ્રુતજ્ઞાનની ભાવનાથી આત્મજાગૃતિ, વિવેકદૃષ્ટિનો વિકાશ, અને બુદ્ધિ સુક્ષ્મ પદાર્થો સમજવાને લાયક બને છે. ઉત્સર્ગ અને અપવાદ સમજાય છે. આગ્રહ ઓછો થાય છે. વસ્તુની બધી દિશાઓ જાણી શકાય છે. સાપેક્ષવૃત્તિએ વસ્તુતત્ત્વનો વિચાર કરવાનું બળ આવે છે. સ્યાદ્વાદ દૃષ્ટિ તેજ કહેવાય છે. તેને લઇને દરેક વસ્તુ દર્શનના ભેદોને અપેક્ષાએ સદ્ભાવ સમજી શકાય છે.

બીજી તપભાવનાથી કર્મો નિરસ થાય છે. કામવાસના મંદ થાય છે. દેહની શુદ્ધિ અને ઇચ્છાનો નિરોધ બની શકે છે. દેહભાવ દૂર કરવો એ આ ભાવનાનું જીવન છે.

સત્ત્વભાવના આત્માની અનંતશક્તિનું ભાન કરાવે છે. નિર્બળતા દૂર કરાવે છે. દુઃખ સહન કરવાનું બળ આપે છે, ક્ષણીક વસ્તુના મોહને દૂર કરી પ્રાપ્ત કરવાયોગ્ય મહત્ત્વની વસ્તુના ક્ષેત્રને વિસ્તારે છે.

એકત્ત્વ ભાવના સર્વપ્રકારના મમત્વનો નાશ કરે છે. પોતાના

પગ ઉપર ઉભા રહેતાં શીખવે છે. પરસંગથી આત્મગુણ નાશ પામે છે તે બતાવી આપે છે. વૈરાગ્ય વૃત્તિ પોષે છે, અને વિખરાયેલી વૃત્તિઓને આત્મભાવ તરફ વાળે છે.

તત્ત્વભાવના કર્મો ઉપાધિ રૂપ છે એમ સમજાવી આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપ તરફ વાળે છે, જગતને સ્યાદ્વાદ દૃષ્ટિએ વિચારવાનું શીખવે છે. કર્મના નાશથી પ્રગટ થતા આત્માના ગુણોનું ભાન કરાવે છે. વૃત્તિઓને બંધના કારણ રૂપ બતાવીને આત્મભાવમાં પરિણમી રહેવાનો બોધ આપે છે.

આ ભાવનાઓ અશુભ અધ્યવસાયથી મનને પાછું વાળે છે. શુભ અધ્યવસાયને પોષણ આપે છે. નિર્મળતા વધારે છે. આત્મશક્તિ પ્રગટ કરાવે છે.

હવે પછી વિશેષ મનની સ્થિરતા અને વિશુદ્ધિ માટે ધ્યાનયોગની શરૂઆત કરી છે. કોઇ એક શુભઆલંબન લઇ તેમાં મનને રોકી રાખવું, તે સિવાયના વિષયોમાં મનને જવા ન દેવું, તેમાંજ સુક્ષ્મઉપયોગ રાખી તે પ્રવાહની ધારા સતત ચલાવવી તે આ ધ્યાનયોગનો વિષય છે. દ્રવ્ય પર્યાય અને ગુણોનું ધ્યાન કરાય છે. એ બાબતો આ ધ્યાનયોગમાં બતાવી છે. ધ્યાનમાં આઠ દોષો ન લગાડવા તે સંબંધી સૂચના કરી છે. તેથી ધ્યાન વૃદ્ધિ વિશેષ થાય છે.

ધ્યાનયોગવાળા જીવને પરાધીનતા રહેતી નથી. પરિણામની ધારામાં સ્થિરતા રહે છે. નવીન કર્મો આવતાં અટકે છે. કર્મગ્રહણ

યોગ્યતાનો મળ ઓછો થાય છે. ઇત્યાદી ધ્યાનયોગમાં બતાવ્યું છે. હવે સમતાયોગ શરૂ થાય છે. આ યોગમાં શાન્તિનો વિકાશ ઘણોજ થાય છે. ગમે તેવા ઇષ્ટ કે અનિષ્ટ સંયોગોથી તેની મનોવૃત્તિઓ વિકારી થતી નથી. સમભાવની છેલ્લી હદ આ યોગમાં પ્રગટે છે. વૃત્તિઓનો પ્રવાહ નબળો પડી જાય છે. ઇચ્છાઓ વિરામ પામે છે. મનોગુપ્તિ વગર પ્રયત્ને બની રહે છે. પ્રશાંતવાહિતા ચાલે છે. મન દોડી દોડીને આત્મામાં ઝંપાપાત કરે છે. સ્વરૂપમાં સ્થિરતા થાય છે. ઇત્યાદિ પરિણામ આ સમતાયોગથી પ્રગટ થાય છે.

પાંચમો વૃત્તિસંક્ષયયોગ કહેવામાં આવ્યો છે. અન્યદ્રવ્યના સંયોગથી વિકલ્પો ઉત્પન્ન કરનારી વૃત્તિઓ ફરીને કોઇ વખત ઉત્પન્ન ન થાય તેવી રીતે તેનો નાશ કરવો તે વૃત્તિસંક્ષયયોગ છે. આ છેવટના યોગથી આત્મા પોતાના સ્વરૂપે થઇ રહે છે. આટલા પ્રયત્નને અંતે આત્મા પોતાની સ્વતંત્ર સત્તા પ્રાપ્ત કરે છે. જન્મ, મરણો નાશ પામે છે. અનંતશક્તિઓ સ્વભાવ રૂપે પ્રગટ થાય છે. સ્વરૂપલાભથી આત્મા કૃતકૃત્ય થાય છે. જેમ નટ પોતાની માયા સમેટી લઇ ખરા સ્વરૂપે દર્શન દે છે, તેમ આત્મા આ વિશ્વરૂપ રંગમંડપમાં વિવિધરૂપે નૃત્ય કરતો હતો તે કર્મગ્રહણયોગ્યતાનો નાશ થવાથી પોતાની વીંખરાયલી શક્તિને સ્વભાન વડે સમેટી લઈ સ્વસ્વરૂપે પ્રગટ થાય છે, પરમશાન્તિમાં વિશ્રાંતિ લેછે. આંહી શાંતિ પૂર્ણ રીતે પ્રગટ થાય છે એટલે આ ગ્રંથનું નામ **શાન્તિનો માર્ગ** તે સાર્થક થાય છે.

આ ગ્રંથનું લક્ષ્ય સ્વસ્વરૂપ પ્રગટ કરવું તેજ છે. આત્માએ જાગૃત થઈ મનની વૃત્તિઓ ઉપર કાબુ મેળવવો, અને કર્મગ્રહણયો-

ગ્યતાનો નાશ કરવો તે સાધન છે. તેને માટે મહા આરંભ, મહા પરિગ્રહ ત્યાગ કરવાનો નિયમ લેવો, નરકાદિ ગતિ પ્રાપ્ત થાય તેવી વૃત્તિઓ મનમાં ઉત્પન્ન થવા ન દેવાની પ્રતિજ્ઞા કરવી, ટુંકામાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન, વચન, કાયાની પ્રવૃત્તિ આ કર્મ સાથે સંબંધ વધારનાર હેતુઓનો ત્યાગ કરવાથી કર્મગ્રહણયોગ્યતા નાશ પામે છે, તે ઉપાયો પુષ્કળ પ્રયત્ને પણ આદરવા યોગ્ય છે. મનને નિર્મળ કરવા ઉપર વારંવાર લક્ષ આપવાની જરૂર છે. આત્મભાન જાગૃત ન હોય તે વખતનું મન એક ભયંકર શત્રુ છે. નીબીડ અંધકાર છે. આત્માને દેહમાં પુરી રાખનાર તે લોખંડી વજ્રનો કિલ્લો છે. સંસાર વૃક્ષનું બીજ છે. આત્મભાન ભૂલવું તેજ કૃષ્ણપક્ષ છે. તેજ પુદ્ગલ પરાવર્તન છે. તેજ દુષમકાળ છે. ઘોર નરકનો તેજ માર્ગ છે. અશાન્તિની ઉત્પત્તિ તેજ છે. સંસારનો પ્રવાહ પણ તેજ છે. રાગદ્વેષ, વેરવિરોધ, વિષયકષાય, માનઅપમાન સર્વ તેમાંથીજ પ્રગટે છે. આત્મભાન ભૂલાયેલ મનમાંથી દુઃખનાં ઝરણાં વહે છે.

આત્મા સ્વસ્વભાવમાં રહે ત્યારેજ તે પૂર્ણરીતે પ્રકાશે છે. આત્મા સ્વભાન ભૂલી મનમાં શુભાશુભ ઉપયોગ રૂપે પરિણમે છે ત્યારે અંધકારની શરૂઆત થાય છે. ત્યાંથી ઇન્દ્રિયોમાં, શરીરમાં, બહારના પદાર્થોમાં, વિષયોમાં અને તેનાથી આગળ વધી તેતે પદાર્થ નિમિત્તે કષાયાદિમાં પરિણમે છે ત્યારે અંધકાર અનુક્રમે વધતો જાય છે. છેવટે ઘોર અંધકાર ફેલાય છે. અંધકારમાંથી અંધકારજ નીકળે અને મળે. તેમાં પ્રકાશ કયાંથી હોય ? છતાં અફસોસની વાત છે કે આત્મભાન ભૂલેલાને આ વાત સમજાતી નથી. તે તો ' હાર્યો જુગારી

ગું રમે ' આ દૃષ્ટાંતે શાન્તિ મેળવવા માટે મનની જ પાછળ પડે અનેક વિચારો કરે છે, અને અશાન્તિના પ્રવાહમાં વધુને વધુ ય છે. આંહીથી શાન્તિ મળશે, આમાંથી શાન્તિ નીકળશે, આમ રોના વમળમાં બુડતો માણસ જેમ પાણીના બાચકા ભરે તેમ ી પાછળ તે ઘસડાય છે. છેવટે નિરાશાજ પ્રાપ્ત થાય છે. કાર- મનમાં તો અંધારૂં છે. આત્મામાં પ્રકાશ છે. આત્મભાન ભૂલી, વરૂપમાંથી ખસી મનમાં આવ્યો, આ પ્રથમ ભૂલ થઈ, તેમાંથી ા ઉતરી ઇન્દ્રિયોમાં આવ્યો, તેમાંથી પણ નીચો આવી આ ુદ્દગલોમાં-ગાઢ અંધકારમાં-આવ્યો-તેમાં રાગ દ્વેષ કરવા ો-સુખ-પ્રકાશ-શાન્તિ શોધવા લાગ્યો. જે પ્રકાશ, શાન્તિ આનંદ માામાં છે તેનાથી તે ઘણો દૂર આવી ગયો, અને તે પ્રકાશ અંધા- -જડ ભાગમાં શોધવા લાગ્યો. કહે પ્રિય આત્મા ! તને આ થી પ્રકાશ, શાંતિ, આનંદ મળશે ? નહિં જ મળે. જે ક્રમે . ઉતરી આવ્યો છું તેજ વ્યુત્ક્રમે-વિપરિતપણે-પાછો હઠ. તારા ઘમાં જા. તે સિવાય બીજે કોઇ પણ સ્થળે શાન્તિની, પ્રકાશની, ંદની આશા તું રાખીશ જ નહિં-બધાં ભુલ ભુલામણાં છે. ૃષ્ણા-ઝાંઝવાનાં પાણી છે. આશાનાં ખોટાં સ્વપ્નાં છે. વ્હાલા મા ! તું અંદરને અંદર પાછો જા.

સાત્વિક મનમાં પ્રકાશ છે, પણ આત્મા જાગૃત હોય ત્યારેજ. ત્વક મન દ્વારા જે જે નિશ્ચયો કરવામાં આવે છે, ત્યાગ વૈરા- ; ગ્રહણ કરવામાં આવે છે, સત્સંગત, સત્શાસ્ત્રનું શ્રવણ, વાંચન, । કરવામાં આવે છે, તે તે પ્રસંગે થોડે ઘણે અંશે આત્મ- તે હોય છે. આ વખતનું સાત્વિક મન મદદગાર છે એ વાત

ખરી, પણ ઉપર જે હકીકત કહેવામાં આવી છે તે ભાનભૂલેલા આત્મા માટેની છે. જાગૃત આત્માએ તો પરમશાન્તિ માટે આત્મામાંજ ડુબકી મારવી, મનને બાજુએ રહેવાદઇ, પોતાના સ્વરૂપમાંજ બેસી રહેવું. તેમ બને તોજ શાન્તિ મળે. આ આત્મનિશ્ચય કર્મ ગ્રહણ યોગ્યતાનો નાશ કરે છે, આત્મા નિર્મળ થાય છે ત્યારે ભ્રાંતિનાં–આવરણના–પડદાઓ સદાને માટે રજા લેછે.

આત્મા એ સૂર્ય સમાન છે. સૂર્યનાં કિરણો બાહાર ફેલાયેલાં હોય ત્યારે તેમાં ગરમી ઓછી હોય છે, તે કિરણોને એકજ સ્થળે એકઠાં કરવામાં આવે છે તો તેમાં એટલી બધી શક્તિ એકઠી થાય છે કે તે શક્તિની ગરમીથી આજુબાજુના પદાર્થોને બાળી પણ નાખે છે, આ દૃષ્ટાંતે આત્મારૂપ સૂર્યનાં કિરણો મનની વૃત્તિઓ દ્વારા બાહાર ફેલાઇ રહે છે, મનમાં વિકલ્પો ઉઠી વિક્ષેપો વધારે છે, ત્યારે આ મનના વિકલ્પો દ્વારા આત્માની શક્તિ ઓછી થાય છે, વિંખરાઇ જાય છે; પણ જે આ શક્તિ એકઠી કરવામાં આવે, મનમાં–નિર્વિચાર સ્થિતિમાં–સંગ્રહ કરવામાં આવે, તો તેજ શક્તિ, કર્મગ્રહણ યોગ્યતાનો નાશ કરી, પૂર્ણ શાન્તિ પ્રગટ કરી આપે છે. આત્માની અનંત શક્તિ પ્રગટે છે. છેવટે અનંત શાન્તિનો અનુભવ આત્મા કરે છે. અનંત સુખ અને શાન્તિનું સ્થાન આત્માજ છે.

આ ગ્રંથ મનની વૃત્તિઓના વિજય માટે લખાયેલો છે. શરૂઆતમાં જીવ પદ્દગલનો સંબંધ, દૈવ અને પુરૂષાર્થ, તથા નિશ્ચય નવતત્ત્વનું જ્ઞાન. આ પ્રકરણો, સ્વાર્થી વાસના વાળી, અજ્ઞાનતા ભરેલી મલીન વૃત્તિઓમાં પ્રકાશ રેડનાર જ્ઞાનનાં છે. સ્વરૂપનું ભાન થવાથી મલીન

વૃત્તિઓમાં ઉચ્ચ લાગણીઓ પ્રગટે છે. આથી સંસાર પ્રવાહના માર્ગ બદલીને વૃત્તિઓ આત્મસન્મુખ વળે છે. આ કાયદો કાંઈ જેવા તેવા નથી. છતાં અનંત કાળથી નીચા પ્રવાહ તરફ દોડવાની ટેવ-વાળી મનોવૃત્તિઓ હોવાથી તે તરત તો કબજે નથી થતી, માટે મનનીવૃત્તિઓને શુભમાર્ગે વાળવાની જરૂર હોવાથી તે માટે ભૂમિકા શુદ્ધિની શરૂઆત કરી છે.

આંહી કોઈને શંકા ઉત્પન્ન થાય તેમ છે કે, પ્રથમ આત્માની ઉચ્ચ કોટિનું જ્ઞાન બતાવ્યું અને તે તરફ પ્રવૃત્તિ નો ઘણી સામાન્ય ( હલકી ) કોટિથી કરી, એનું કારણ શું ? સમાધાન એવું છે કે પ્રથમ પ્રાપ્ત કરવા યોગ્ય લક્ષ્યનું ભાન કરાવવું, અને તે તરફ લક્ષ્ય રાખીને ધીમી શરૂઆતે પણ છેવટે પ્રાપ્તવ્યને જઈ મળવું. જેઓ પૂર્વ જન્મના આ માર્ગના સંસ્કારી જીવો છે, તેઓનો છેવટના ધ્યેયને સન્મુખ રાખી, ચોથા, પાંચમા યોગથીજ પોતાનો અભ્યાસ શરૂ કરે છે. જેઓને તેવા સંસ્કારો નથી, તેઓ આમ અનુક્રમે શરૂઆત કરી, અંતે બન્ને એક સ્થળે જઈ મળે છે.

આ ભૂમિકા શુદ્ધિમાં દેવ ગુરૂનું પૂજન, પાત્રદાન, સદાચાર, તપ, નિર્વાણ તરફ પ્રેમ, અને નિર્દોષ ક્રિયા બતાવેલ છે. તે મનની વૃત્તિઓને અશુભ માર્ગથી પાછી હઠાવી, શુભ માર્ગમાં જોડી શુભ બનાવવા માટે છે.

ત્યાર પછી શુભ મનોવૃત્તિઓને વિશેષ નિર્મળ અને સ્થિર કરવા માટે અધ્યાત્મયોગમાં પવિત્રાત્માનુંસ્મરણ, દેવવંદન પ્રતિક્રમણ, મૈત્રી આદિ ભાવના વિગેરે બતાવેલ છે.

ભાવનાયોગ પણ એજ કામ કરે છે, પણ વિશેષ નિર્મળતા સાથે-ધ્યાનયોગ પવિત્ર વૃત્તિઓને સ્થિર કરવાનું કામ કરે છે. સમતાયોગ વૃત્તિઓને બહુજ નિર્મળ અને શાન્ત કરે છે. તે અપરાધી જીવો તરફ પણ અશુભવૃત્તિ ઉત્પન્ન ન થવા દેતાં નિર્મળવૃત્તિઓદ્વારા તેનું પણ કલ્યાણ કરે છે. વૃત્તિ સંક્ષયયોગ વૃત્તિઓનાં બીજને નિર્મૂળ કરી, આત્માને તેના યોગથી સદા દૂર રાખી પરમશાન્તિમાં વિશ્રાંતિ પમાડે છે.

છેવટ આ યોગનો બીજી રીતે વિચાર કર્યો છે. આઠ પ્રવચન માતા એટલે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ. આ આઠની અંદર પાંચે પ્રકારના યોગનો સમાવેશ થાય છે. પ્રવચન એટલે સિદ્ધાંત-પ્રભુને જે કહેવાનું છે તેનો નિર્ણય અથવા પ્રવચન એટલે સંઘ-સમુદાય તેનું રક્ષણ કરનાર જન્મ મરણથી બચાવી શાન્તિ આપનાર-માતા-એટલે **મા**-સમાન પ્રભુના નાના મોટા પુત્રોનું રક્ષણ કરનાર આ પ્રવચન માતા છે.

તેમનાં નામ ઇર્યાસમિતિ-૧. ભાષાસમિતિ-૨ એષણાસમિતિ-૩ આદાન નિક્ષેપનસમિતિ-૪ પારિષ્ટાપનિકાસમિતિ-૫ મનગુપ્તિ-૬ વચનગુપ્તિ-૭ કાયગુપ્તિ-૮. આનો ભાવાર્થ એ છે કે, કોઇપણ કાર્ય આત્મઉપયોગની જાગૃતિ વિના ન કરવું. જે કાર્ય આત્મસ્વરૂપ પ્રગટ કરવા માર્ગમાં કરવામાં આવે છે, તેમાં મન, વચન, શરીરની મદદની જરૂરીયાત શરૂઆતમાં રહે છે. મન, વચન, શરીરની પ્રવૃત્તિ સર્વથા બંધ કરી આત્માએ પોતાના સ્વરૂપમાં લીન થઇ રહેવું, એ છેવટનો માર્ગ છે. કર્મગ્રહણયોગ્યતા રહેલી હોવાથી આત્મા આ પ્રમાણે સ્વરૂપમાં સ્થિરતા ન કરી શકે તે પણ બનવા યોગ્ય છે. ત્યારે આત્માએ મનાદિ દ્વારા પ્રવૃત્તિ કરવી, અને કર્મ

ગ્રહણયોગ્યતાનો નાશ કરી તે પ્રવૃત્તિ સર્વથા બંધ કરી સ્વરૂપમાં આવવું, આ તેનો પ્રવૃત્તિનો માર્ગ પ્રથમનો રહ્યો. આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બે માર્ગ થયા. છેવટે નિવૃત્તિમાં વિશ્રાંતિ લેવી. હવે પ્રવૃત્તિ માર્ગ તે, આંહી પ્રથમની પાંચ સમિતિનો માર્ગ છે; અને નિવૃત્તિ માર્ગ તે, પાછળની ત્રણ ગુપ્તિનો માર્ગ છે. આશય એવો છે કે જ્યાં નિવૃત્તિ ન બને ત્યાં પ્રવૃત્તિ કરવી. છતાં આ પ્રવૃત્તિ તે પણ નિવૃત્તિ માટેજ કરવાની છે. પ્રવૃત્તિ પણ નિવૃત્તિને મદદગારજ હોવી જોઇએ. જેમ અપવાદમાર્ગ તે પણ ઉત્સર્ગ માર્ગના રક્ષણ અર્થે વપરાય છે, તેમ પ્રવૃત્તિ તે નિવૃત્તિના રક્ષણ માટે કરવી. આત્મામાં આત્માએ સમાઇ રહેવું, તેમ ન રહેવાય તો થોડીવાર મન, વચન, કાયાના યોગમાં હવા ખાવા આવી જવું. પાછા આત્મામાં સમાઇ જવું.

શરીરદ્વારા જવા આવવાની જરૂર પડે ત્યારે કાયગુપ્તિમાંથી નીકળી ઇર્યાસમિતિમાં આવવું. વચનદ્વારા બોલવાની જરૂર પડે ત્યારે વચનગુપ્તિમાંથી નીકળી વચન સમિતિમાં આવવું. લેવા મુકવાનિ જરૂર પડે, ખાવા પીવાની જરૂર પડે, અને મળમૂત્રાદિ ત્યાગ કરવાની જરૂર પડે ત્યારે ઇર્યાસમિતિમાં આવી તે કામ કરી લેવું. પાછા કાયગુપ્તિમાં ચાલ્યા જવું.

આ પ્રમાણે વચન અને શરીર દ્વારા કરવા યોગ્ય અને પાછા હઠવા યોગ્ય કાર્યનો પાંચ સમિતિ અને વચન, કાયગુપ્તિ એ સાતમાં સમાવેશ થયો. હવે બાકી રહી મનની પ્રવૃત્તિ.

મનગુપ્તિના બે ભેદ, અશુભ માર્ગથી મન રોકવું, તથા શુભ માર્ગમાં મનને જોડવું, એ પ્રથમ ભેદ. બીજો ભેદ મનને આત્માકારે

પરિણમાવી રાખવું તે મનગુપ્તિ-પેલા ભેદને મનસમિતિ કહો તોપણ યોગ્યજ છે

આ માર્ગ ઉચ્ચકોટિના અધિકારીઓ માટે છે. જેને ટુંકામાં પોતાનું કાર્ય કરી લેવાનું છે; તેમણે મન, વચન, કાયાના યોગોને આત્માનેજ સમર્પણ કરી દેવા; દેહાદિના જરૂરીયાતના પ્રસંગે, યા પરોપકારના કારણે પ્રવૃત્તિ કરવી પડે તો પૂર્ણ જાગૃતિપૂર્વક આત્મભાનથી મનાદિમાં આવવું; અને તે પ્રવૃત્તિનું કાર્ય પુરું થાય કે તરતજ પાછું આત્મામાં સમાઇ રહેવું.

આ પ્રમાણે પ્રવચન માતાનો માર્ગ છે. જે યોગના માર્ગથી પ્રાપ્ત થાય છે તે આ માર્ગથી પણ પ્રાપ્ત થાય છે. આ પણ યોગજ છે.

પ્રથમના અધ્યાત્મ યોગાદિ ચાર યોગ તે ઉપાય છે, ત્યારે પાંચમો વૃત્તિસંક્ષય યોગ તેજ ખરો યોગ છે. કેમકે આત્માને જે કર્મના સંયોગની યોગ્યતા રહેલી છે, તેનો નાશ કરવો તે યોગનું લક્ષ્ય છે. આ દૃષ્ટાંત આંહી બતાવવામાં આવી છે.

મનની વૃત્તિ એ સ્થુળ અને સુક્ષ્મ એમ બે પ્રકારનીછે. સંકલ્પવિકલ્પો થાય છે તે મનની સ્થુળ વૃત્તિઓ છે. તે નાના પ્રકારની આકૃતિઓ ઉત્પન્ન કરે છે. વારંવાર ઉત્પન્ન થતી આકૃતિઓ તેનો સંસ્કાર અંદર નાખેછે. તેમાં રાગદ્વેષની લાગણીઓ બીજરૂપ થઇ સત્તા જમા થાય છે, તેમાંથી જન્મ મરણનાં અનિવાર્ય ફળો ઉત્પન્ન થાય છે.

શ્વાસોશ્વાસ ચાલેછે તે મનની સુક્ષ્મવૃત્તિઓ છે. આ વૃત્તિઓને લઇને આત્મપ્રદેશમાં હલન ચલન રૂપ ચેષ્ટા થાય છે. જીવમાં કર્મ

ગ્રહણ યોગ્યતા જ્યાં સુધી રહેલી છે ત્યાં સુધી આ વૃત્તિઓ ઉત્પન્ન થયા વિના રહેતી નથી. આ અપેક્ષાને લઇને તેને આત્માની વૃત્તિઓ પણ કહેવામાં આવેછે કર્મ ગ્રહણ યોગ્યતા દૂર થતાં, ઇતર પદાર્થ ની માફક આ વૃત્તિઓ પણ બંધ થાયછે. આ બધુ બતાવી છેવટે એ ભલામણ કરવામાં આવીછે કે ડાળાં, પાંખડાં ને છેદવાનું મૂકી દઇ મૂળને જ છેદો કે, જેથી ડાળાં પાખડાં ઉત્પન્નજ ન થાય, કર્મ ગ્રહણ યોગ્યતાનો નાશ કરવો તે મૂળનો નાશ કરવા બરોબર છે. તે સિવાય એકલી વૃત્તિઓને બંધ કરવી તે ડાળાં પાંખડાં છેદવા જેવું છે.

અન્ય દર્શનમાં સંપ્રજ્ઞાત સમાધિ અને અસંપ્રજ્ઞાત સમાધિ એવા ભેદો સમાધિના કહેલાછે, તેનો સમાવેશ વૃત્તિ સંક્ષય યોગમાં થાય છે. તેમજ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એવા ભેદો જે જુદા જુદા કલ્પ્યા છે, તે સર્વ મનની જુદી જુદી અવસ્થાઓ છે. એટલે મનમાંજ તેનો સમાવેશ થાયછે.

આ પ્રમાણે ઉપયોગી બાબતોનો સમાવેશ આ **શાન્તિના માર્ગ**માં કરવામાં આવ્યો છે. સાધકોએ પ્રથમ વિચાર બળને કેળવવું. કાંટો જેમ કાંટાને કાઢે છે તેમ એક વિચાર અનેક વિચારોનો નાશ કરે છે, છેવટે બન્ને વિરામ પામે છે, વિચારજ વર્ત્તનરૂપ બની વિચાર વિરમી જઇ આત્મા પરમ શાન્તિમાં વિશ્રાંતિ લેછે.

આ ગ્રંથનો વિષય ગહન છે બતાવેલી ભૂમિકા સુધીનો મારો અનુભવ નથી, એટલે તેમાં મહાન પ્રભુની દૃષ્ટિએ ન્યુનાધિક લખાવાનો સંભવ છે. ઓ મહાન્ પ્રભુ! તું મને તે માટે ક્ષમા કરજે મારી ભુલો સુધારજે. તારાં વચનો દુનિયામાં વધારે ફેલાય તે માટે મેં તો આ આત્માઓની સેવા કરી છે. મારા આત્મબંધુઓ ને બ્હેનોના રૂપમાં રહેલ

આત્માઓ આ પુસ્તકથી તને ઓળખતા શીખે. તારી આજ્ઞા માન્ય કરે અને છેવટે તારા સ્વરૂપમાં આવી મળે. મારીતો એજ ઇચ્છા છે. કૃપાળુ દેવ! તું મને ભુલી ન જઇશ. છેવટની ભૂમિકા સુધી મદદગાર થજે, અને છેવટે તારા સ્વરૂપમાં મારી વિશ્રાંતિ કરજે. આટલીજ ઇચ્છા કરી હવે વિરામ પામું છું.

**વિક્રમ સંવત ૧૯૭૮ માગસર સુદ ૫.**

**મુ. દેહગામ-પં. કેશર વિજય ગણિ.**



# શુદ્ધિપત્ર.



| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | લીટી. |
|---|---|---|---|
| ધ્યયનો | વ્યયનો | ૧૭ | ૬ |
| સામે | સાથે | ૧૭ | ૯ |
| અડી | કડી | ૧૭ | ૧૯ |
| કાઇ | કાંઇ | ૧૮ | ૫ |
| વેદનાં | વેદના | ૧૮ | ૭ |
| પરિણામે | પરિણમે પરિણમે | ૧૮ | ૧૨ |
| પરિણામે | પરિણમે | ૧૮ | ૨૦ |
| રાગદ્વેષાદિ | રાગ દ્વેષાદિ કાર્ય રૂપે પરિ-ણમે છે તે કર્મ ચેતના ૨ અને જે સુખ દુઃખાદિના | ૧૮ | ૨૦ |
| પુદ્ગલોથી | પુદ્ગલોની | ૧૯ | ૬ |
| કતા | કર્ત્તા | ૨૫ | ૩ |
| (આકપંવાની તે) | (આકર્ષાવાની તે) | ૨૫ | ૭ |
| ણામ્યાં જે | ણમ્યાં છે તે | ૨૫ | ૧૪ |
| પુદ્ગલની | પુદ્ગલના | ૨૬ | ૪ |
| પામે તો | પામેલો | ૨૬ | ૯ |
| ક દા | કદા | ૨૭ | ૬ |
| આશ્રય | આશ્રવ | ૨૭ | ૧૦ |
| ,, ય | ,, વ | ૨૭ | ૧૧ |

| | | | |
|---|---|---|---|
| પરિણામોભૂત | પરિણામોરૂપ | ૨૭ | ૧૭ |
| આશ્રયનો | આશ્રવનો | ૨૮ | ૧ |
| આશ્રયને | આશ્રવનો | ૨૮ | ૪ |
| એકમવ બંધુનું કારણે | એકભાવ, બંધનું કારણ | ૨૮ | ૬ |
| ભાવ આશ્રય | ભાવઆશ્રવ | ૨૮ | ૧૬ |
| અશક્ત | આસક્ત | ૨૯ | ૧ |
| આ હિંસા | અહિંસા | ૨૯ | ૪ |
| મળેલી | મળેલા | ૩૦ | ૪ |
| અંગરૂપ કરતાં | અંગરૂપ | ૩૦ | ૮ |
| વિચાર | વિચાર કરતાં | ૩૦ | ૯ |
| ચપળાપણું | ચવળપણું | ૩૨ | ૩ |
| સિદ્ધ | સિદ્ધના | ૩૨ | ૬ |
| તે દેશ | જે દેશ | ૩૨ | ૯ |
| રહેલા | રહેલાના | ૩૩ | ૧૯ |
| સ્વદૃપ | સ્વરૂપ | ૩૩ | ૨૦ |
| જ્ઞાતી | જ્ઞાની | ૩૪ | ૧૪ |
| જ્ઞાનવાળી જે | જ્ઞાનવાળીજ | ૩૪ | ૧૫ |
| પુન્ય છે | પુન્ય કે | ૩૪ | ૧૮ |
| યોગની | રાગની | ૩૫ | ૪ |
| સ્થિતિઅનુસારે રાગની | | | |
| પ્રવ્રતિ | પ્રવ્રત્તિ | ૩૫ | ૫ |
| અને સારે | અનુસારે | ૩૫ | ૬ |
| અનુભવે | અનુભવ | ૩૫ | ૧૩ |

| | | | |
|---|---|---|---|
| નિરૂપ યોગી | નિરૂપયોગી | ૩૬ | ૧૦ |
| સાર ભૂલ | સારભૂત | ૩૬ | ૧૪ |
| નયનીતો | નયથીનો | ૩૬ | ૨૦ |
| તત્વોથી | તત્ત્વોથી | ૩૭ | ૧ |
| તત્વનો | તત્ત્વોનો | ૩૭ | ૨ |
| આત્મ-તત્વ | આત્મતત્ત્વ | ૩૭ | ૩ |
| ગૂઢ ગૂઢ | ગૂઢમાં ગૂઢ | ૩૭ | ૬ |
| તત્વ | તત્ત્વ | ૩૭ | ૭ |
| તત્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન | ૩૭ | ૮ |
| તત્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન | ૩૭ | ૯ |
| તત્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન | ૩૭ | ૧૧ |
| તત્વ | તત્ત્વ | ૩૭ | ૧૩ |
| સામ્પ | સામ્ય | ૩૭ | ૧૯ |
| સામ્પયોગ | સામ્યયોગ | ૩૭ | ૧૯ |

## ભાગ બીજો.

| અશુદ્ધ. | શુદ્ધ. | પત્ર. | લીટી. |
|---|---|---|---|
| **ભાગ ૩ જો.** | **ભાગ ૨ જો.** | ૧ | ૧ |
| | ચારે લીટી નકામી છે | ૧ | ૧૦થી ૧૩ |
| કુલાચાર્ય | કળાચાર્ય | ૨ | ७ |
| હોય | હોયતો | ૧ | ૧૫ |
| તાત્વિક | તાત્ત્વિક | ૪ | ૨ |
| જોડનાર | જોડાનાર | ૪ | ૨૧ |

| | | | |
|---|---|---|---|
| કરવામા | કરવામાં | ૫ | ૧૭ |
| દ્વેશ | દ્વેષ | ૯ | ૬ |
| ,, | ,, | ૯ | ૧૭ |
| લેવાવા | લેવા | ૧૦ | ૭ |
| બ્રહ્મચર્ય | બ્રહ્મચર્ય | ૧૦ | ૧૧ |
| ,, | ,, | ૧૬ | ૯ |
| નિબધન | નિબંધન | ૨૧ | ૨ |
| આસક્તિથી | આશક્તિથી | ૨૧ | ૧૭ |
| દ્વષો | દ્વેષી | ૨૨ | ૧૬ |
| ગુવાદિ | ગુર્વાદિ | ૨૬ | ૧૩ |
| અનુષ્ટાન | અનુષ્ઠાન | ૨૬ | ૧૪ |
| ,, | ,, | ૨૬ | ૧૬ |
| અનુષ્ટાન | અનુષ્ઠાન | ૨૯ | ૨ |
| મન ઇચ્છિત | મનની ઇચ્છિત | ૩૨ | ૧૧ |
| અનુષ્ટાન | અનુષ્ઠાન | ૩૩ | ૭ |

---

## ભાગ ત્રીજો.

| | | | |
|---|---|---|---|
| વિભાગ ૨ જો. | ભાગ ૩ જો. | ૩૨ | ૨ |



# શાન્તિનો માર્ગ.

## ભાગ ૧ લો.

### અધ્યયન ૧ લું.

### જીવ પુદ્‌ગલ સંબંધ.

आत्मा तदन्यसंयोगात्संसारी, तद्वियोगतः
स एव मुक्त, एतौ च तत्स्वाभाव्यात्तयोस्तथा. ॥ १ ॥

આત્મા એટલે જીવ, અને તે જીવથી અન્ય તે કર્મ. આત્મા તે કર્મની સાથેના સંબંધથી સંસારી કહેવાય છે; અને તેથી અન્ય જે કર્મ તેના વિયોગથી તેજ સંસારી આત્મા મુકત કહેવાય છે. આ સંસાર અને મોક્ષ તે, સંસારના હેતુઓ અને મોક્ષના હેતુઓના સ્વભાવથી થાય છે. એટલે આત્મા, આત્માથી અન્ય જે કર્મ તેના સંયોગથી સંસારી થાય છે, અને તે અન્યના વિયોગથી તે મુક્ત થાય છે. આ પ્રમાણે સંસારી અને મુકત જીવોનું લક્ષણ છે.

જીવથી અન્ય જે કર્મ તે ક્રિયારૂપ હોવાથી કર્ત્તાની અપેક્ષા રાખે છે. આ કર્ત્તા કર્મથી પણ પહેલો હોવો જોઇએ. જો બન્ને સાથે ઉત્પન્ન થાય છે એમ માનીએ તો તેમનો કાર્યકારણ ભાવ ઘટેજ નહિં. હવે આમ આત્મા પહેલો અને પછી કર્મ લાગ્યાં, એમ માનતાં શંકા એ થવાની કે સ્વરૂપે સ્થિત એવા શુદ્ધ જીવને પ્રથમ કર્મનો સંયોગ શા કારણથી થયો કે જેથી તેને સંસારીત્ત્વ પ્રાપ્ત થયું ?

ઉત્તર—જીવમાં યોગ્યતા, એટલે કર્મનો સંયોગ થાય એવી અનુકુલ પરિણુતિ રહેલી છે એમ માનવું જોઇએ. તેના વિના જીવનો અને કર્મનો સંયોગ નજ બને.

આ યોગ્યતા જીવનું સ્વભાવભૂત તત્ત્વ છે. આ યોગ્યતા ઉપાધિ રૂપ નથી. તેનો સંયોગ અનાદિ છે. તેમ જીવ તથા કર્મપુદ્ગલનોં સંયોગ પણ અનાદિ છે. અનાદિ ન માનીએ તો બંધ પણ આદિવાળો માનવો પડશે, અને તેમ માનતાં પૂર્ણ જ્ઞાનીઓને પણ ફરી બંધન થવાનો પ્રસંગ આવશે, માટે જીવમાં કર્મ ગ્રહણ કરવાની યોગ્યતા અને બંધ એ બન્ને પ્રથમ અનાદિ માનવાં જોઇએ. આ અનાદિપણું એવી રીતે છે કે, જેમ ભૂતકાળ પ્રતિક્ષણે અપર અપર રૂપે છતાં પણ પ્રવાહરૂપે અનાદિ છે, તેમ જીવપ્રદેશ અને પુદ્ગલનો સંયોગ પ્રતિક્ષણે થાય છે છતાં પ્રવાહરૂપે અનાદિ છે. આમ જીવને કર્મનો સંયોગ અને વિયોગ માનીને સંસારી તથા મુકત એવી વ્યવસ્થા કરવી જોઇએ.

આત્મા દ્રવ્યાર્થિકનયે ( મૂળ દ્રવ્યના અભિપ્રાયે ) નિત્ય. અને પર્યાયાર્થિકનયે (પર્યાય-પરિણમન-ઉપયોગના અભિપ્રાયે) અનિત્ય છે. એકાંતે એક સ્વરૂપે રહેનાર નિત્ય કે એકાંતે સર્વથા નાશ પામનાર અનિત્ય નથી. તેને લઇને કર્મ અને પુરુષાર્થ એ પણ સિદ્ધ થાય છે. એ બન્ને પોતપોતાના સ્થાનમાં સમાન બળવાળાં છે.

કાર્ય માત્ર જીવ અને પુદ્ગલના યોગથીજ થાય છે એ નિશ્ચય છે. જીવ અને પુદ્ગલના યોગ વિના કાર્ય માત્રનું અન્ય કારણ નથી. મૃતિકા (માટી) જેમ ઘટનું પરિણામી કારણ છે, અને ચક્ર, દંડ કુંભાર આદિ સહકારી નિમિત્ત કારણો છે, તેમ સ્વભાવ, કાળ, નિયતિ આદિ સહકારી કારણો છે.

એજ દષ્ટાંતે, આત્માને પુદ્ગલોનો યોગ એ નિમિત્ત કારણ છે, અને પુદ્ગલોને આત્માનો યોગ એ પણ નિમિત્ત કારણ છે, નિમિત્તના અભાવે બન્ને પોતપોતાના સ્વભાવમાં સ્વસ્વરૂપે પરિણમી રહે છે. નિમિત્ત યોગે પર્યાય રૂપે પરિણમીને વિવિધતા ધારણ કરે છે.

આત્મામાં કર્મનો સંબંધ થવાની યોગ્યતારૂપ સહજ મળ છે. જીવ અનાદિ છે. તેમ કર્મ પણ પ્રવાહરૂપે અનાદિ છે. જો આત્મામાં કર્મનો સંબંધ થવાની યોગ્યતા ન હોયતો તેને જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ (તેમાં વૃદ્ધિ હાનિ ઇત્યાદિ) વ્યવહારનો અસંભવ થવો જોઇએ. આત્મા અનાદિ છે તેમ

કર્મ સંબંધ યોગ્યતા પણ અવશ્ય અનાદિ માનવી જોઇએ. એમ બંધ પણ પ્રવાહ રૂપે અનાદિ સિદ્ધ થાય છે.

આ યોગ્યતા આત્મામાં ન માનિએ તો અતિપ્રસંગ દોષ આવશે. જેમકે આ કર્મસંબંધની યોગ્યતા વિનાના મુક્ત આત્માઓ છે તે યોગ્યતારહિત છતાં પણ ફરીને બંધનમાં પડશે; કારણ કે ઉપરની માન્યતા પ્રમાણે કર્મબંધ, યોગ્યતાની અપેક્ષાવિના પણ પોતાની મેળેજ લાગુ પડે છે. ભાવાર્થ એ છે કે યોગ્યતા ન માનીએ તો જે કારણથી અમુક્તને બંધ થાય છે, તેજ કારણથી મુકતને પણ બંધ માનવામાં બાધ રહેતો નથી. કર્મસંબંધ થવાની યોગ્યતાને અનાદિ અને સ્વભાવસિદ્ધ માનવી જોઈએ. યોગ્યતાને બંધનના કારણમાં અનાદિ માનતાં તે યોગ્યતાનું અમુક નિમિત્ત યોગે કમીપણું થવાનો સંભવ યુક્તિપૂર્વક સંભવિત થશે, અર્થાત્ જેમ યોગ્યતા ન્યૂન તેમ ભાવવિશુદ્ધિ અધિક, અને જેમ ભાવવિશુદ્ધિની અધિકતા તેમ યોગ્યતાની ન્યૂનતા, આ નિયમ પણ સંભવશે, અને તેથી મુક્તિ પર્યંતની વ્યવસ્થા પણ બરાબર થશે.

તીવ્ર મળને લીધે જીવને ભવમાં આનંદ યા આસક્તિ થાય છે. સાધનોથી આ મળ દૂર થઈ શકે છે. શુદ્ધ અનુષ્ઠાનવાળાં સાધન, ઇંદ્રિય, કષાયનો વિજય, ઉચ્ચ ઉચ્ચ સ્થિતિમાં મનનું પરિણમન, બંધમોક્ષાદિનો વિચાર, અને પરમ શુદ્ધ આત્માનું લક્ષ, તે આ યોગ્યતારૂપ તીવ્રમળને દૂર કરવાનાં સાધનો છે.

# પુદ્ગલોમાં પરિણામીપણું.



જેમ આત્માને પરિણામી માનવો પડે છે, તેમ પુદ્ગલોને પણ પરિણામી માન્યા વિના ચાલશે નહિ, પુદ્ગલોને અપરિણામી ( એકજ સ્વરૂપે સ્થિત ) માનવાથી તેના કાર્યમાં વિવિધતા આવશે નહિ, અને તેની વિવિધતાથી ઉત્તરોત્તર જ્ઞાનાદિની તારતમ્યતાવાળી દશા જે જીવમાં થવાની છે તે પણ થશે નહિ, અને તેમ થતાં જીવ માત્ર સમાનજ થઈ રહેશે; વિષમતા રહેવાનીજ નહિ. એમ થવાનુ કારણ એજ કે, મૂળ પુદ્ગલમાં વિવિધતા નથી તો પછી તેના કાર્યમાં તે નજ આવે. માટે પરિણમન ધર્મવાળાં પુદ્ગલોને માનવાથી એટલે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયે નિત્ય અને અનિત્ય રૂપ પુદ્ગલોને માનવાથી વિવિધતા સિદ્ધ થશે, અને જીવને પણ જ્ઞાનાવરણાદિ સ્થિતિની પરંપરા પણ સંભવશે.

બીજી રીતે વિચાર કરતાં પુદ્ગલોમાં પરિણામીપણું માનતાં આત્મ પરિણામનુ વિવિધપણું સિદ્ધ થશે, અને તેથી પુદ્ગલના યોગે જ્ઞાનાવરણાદિ ભોગ્ય પરિણામને અનુભવનારો આત્મા, તેમજ તેને વારંવાર જન્મ થતાં ઉત્તમ, અધમ, મધ્યમ સ્થિતિની પ્રાપ્તિ, યુક્તિપૂર્વક સંભવશે. વળી આ બંધસ્વભાવની યોગ્યતાની ન્યૂનતા થતાં પરમ શાન્તિ થવાની. પુદ્ગલોમાં આ પરિણામીત્ત્વ ન માન્યું હોત તો

તેમ ન થાત, આથી એ નિશ્ચય થયો કે સ્વભાવસિદ્ધ આ અનાદિમળ-કર્મ સંબંધ યોગ્યતા તેજ વિચિત્રતાનું કારણ છે; તેના વિના અન્ય કારણ કોઇ ઇશ્વરાદિ આ વિવિધતાનો હેતુ હોય તે વાત ઘટતી નથી. આ મળ નાના સ્વરૂપવાળો છે, તેથીજ વિચિત્રતા ઘટે છે. સામાન્ય સ્વરૂપે તે અભિન્નપણે છે છતાં કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ, અને પુરૂષાર્થ આ પાંચ કાર્ય માત્રનાં સાધારણ કારણ રૂપે છે. તેના નિમિત્તથી અભિન્ન જેવો તે મલ પણ ભિન્નતાને પામે છે. જીવથી અલગ થઇ શકે છે.

વ્યહુવારમાં કાર્યનો નિર્વાહ સ્વરૂપ ( મૂળ-ઉપાદાન કારણ ) અને તેનાથી ભિન્ન નિમિત્ત કારણ ( પુદ્‌ગલાદિ ) એવા બે હેતુથીજ કાર્ય સિદ્ધ થાય છે. ઘટનું ઉપાદાન કારણ માટી, તેમાં માટીપણાને અવિશેષ રૂપે કારણનો અભેદ માનતાં જેટલા માટીના ઘડા, તેટલા સર્વે (સર્વ) માં એકાકારતા થવી જોઈએ તે થતી નથી. તેમજ એકલા બાહ્ય નિમિત્તને જ કારણ રૂપે માનીએ તો પરિણામી કારણ રૂપ માટીના અભાવે ઘડાની ઉત્પત્તિ થશેજ નહિ. માટે સ્વરૂપરૂપ( મૂળ-દ્રવ્ય ) માટી અને તે સિવાય બાહ્ય નિમિત્ત એ બન્નેને કાર્યની ઉત્પત્તિમાં કારણ માનવાં જોઇએ. આ ભિન્નાભિન્ન સ્વરૂપ છે. આ નિર્ણયથી એના સંબંધવાળો વિષય જે સાંસિદ્ધિક મળ તેનો આત્માથી વિયોગ થતાં મોક્ષ થાય, અને તેના સંયોગથી ભવનું વિચિત્ર પણું બને. એ બધુ.

યથાર્થ સંભવી શકે છે.

આત્મામાં પરિણામિપણું અને સાંસિદ્ધક મળ માનવાથી પુરૂષાર્થનો અવકાશ રહે છે.

# અધ્યયન ૨ જું

## દૈવ અને પુરુષાર્થ.

દૈવ અને પુરુષાકાર જેને લોકો પ્રારબ્ધ અને પુરૂષાર્થ કહે છે, તે દૈવ અને પુરૂષાકાર તુલ્ય બળવાળાં છે, એ નિશ્ચય છે. આત્મા અને પુદ્ગલમાં પરિણમન ધર્મનો સ્વિકાર કર્યા પછી આ બે વિના વ્યવસ્થા ઘટતી નથી. દૈવ એટલે શુભાશુભ કર્મ, અને પુરુષાકાર એટલે જીવનો સ્વવ્યાપાર, એમ બન્નેનો અર્થ છે. એ બન્ને પરસ્પર આશ્રયી છે એમ વ્યવહારનયાનુસાર કહેવાય છે.

વ્યવહારનયથી ઉલટો નિશ્ચયનય છે. નિશ્ચયનયાનુસાર તો દૈવ અને પુરૂષાકાર પોતપોતાની પ્રવૃત્તિમાં પોતેજ કારણ છે, વ્યવહારનયાનુસાર તે બન્ને પરસ્પર સાપેક્ષવૃત્તિવાળા છે.

દૈવ અને પુરૂષાકાર કેવી રીતે પરસ્પર આશ્રયી છે તે હવે જોવાનું છે. એકલા કર્મથી કર્મનો નાશ કરવાનું બને તેમ

નથી. જીવના વ્યાપાર રૂપ તેમાં પુરૂષાર્થ જોઇએ. એટલે કર્ત્તા જે પુરૂષાર્થ અને કર્મ જે પ્રારબ્ધ તે બન્નેને પરસ્પર સાપેક્ષતાવાળો સંબંધ છે, અર્થાત્ અન્યોઅન્યમાં બાધ્ય બાધક ભાવ રહેલો છે.

સુખદુ:ખાદિવિચિત્ર ભાવમાત્રનું કારણ તે કર્મ છે. એ કર્મ તેજ બાધ્ય છે, અને પુરૂષાકાર બાધક છે. જેમ લાકડામાં પ્રતિમાજી થઇ શકે તેવી યોગ્યતા રહેલી છે, પણ જ્યારે તેની પ્રતીમા થઈ, ત્યારે પ્રતિમા પેલી યોગ્યતાની બાધક થઇ, અને યોગ્યતા બાધ્ય થઇ. આ દ્રષ્ટાંતે જે વિચિત્રફલ પેદા કરવાની યોગ્યતાવાળું કર્મ છે, તે લાકડામાં પ્રતિમાની યોગ્યતા જેવું છે. પુરૂષાકાર તેમાં ભળીને જ્યારે તેનું પ્રતિમારૂપ પરિણામ નિપજાવે છે, ત્યારે કર્મનો બાધ થઇ પુરૂષાકાર બાધક થાય છે. આ પ્રમાણે કર્મ તથા પુરૂષાકારનો બાધ્ય બાધક ભાવ થાય છે.

આ દ્રષ્ટાંતે એકલા કર્મથીજ ( દૈવથીજ ) પુરૂષાકારથી થતા કાર્યનું નિષ્પન્ન થવું અશક્ય છે જો એકલું કર્મજ પુરૂષાકારથી સાધ્ય કાર્યની પણ નિષ્પત્તિ કરી શકતું હોય, તો દાનાદિમાં ભાવમાત્રના ભેદે કરીનેજ જે ફલનો ભેદ પ્રાપ્ત થાય છે તે સિદ્ધ થાય નહિ. માટે કર્મથી પુરૂષાકાર, અને પુરૂષાકારથી કર્મ, બન્ને અન્યોન્ય આશ્રિત છે. એકની પ્રબળતા વખતે બીજાની ગૌણુતા, અને બીજાની પ્રબળતા વખતે પહેલાની ગૌણુતા થાય છે.

જીવને છેલ્લા પુદ્‌ગલ-પરાવર્તન કાળ જેટલો વખત મોક્ષ થવામાં બાકી હોય છે, ત્યારે પુરૂષાર્થથી દૈવનો બાધ થાય છે. કદાચિત્‌ વિપરિત પણ થાય છે, પણ તે કોઇક પ્રસંગેજ.

આ પ્રકારે દૈવ અને પુરૂષાર્થનું ઉભય પ્રકારે વ્યવહાર નયાનુસાર તુલ્યત્વ અને પરસ્પરાશ્રયત્વ સિદ્ધ થયું. નિશ્ચય નયની અપેક્ષાએ તો તે પ્રત્યેક ( દૈવ અને પુરૂષાકાર ) પોતપોતાનું કાર્ય કરવાના સમયે પ્રધાન રૂપેજ છે. વ્યવહારનયમાં તેમ નથી. તેમાં તો બન્નેની ( પુરૂષાર્થ અને દૈવની ) પરસ્પર સાપેક્ષતાજ છે. ચરમાવર્તને વિષે કર્મગ્રંથી પણ પુરૂષાકારથી ભેદાય છે. તે વખતે કર્મનો અત્યંત બાધ થઇ પુરૂષાકારજ સર્વોપરિ વર્ત્તે છે. તે વખતે પ્રવૃત્તિ માત્ર શુદ્ધ થાય છે. કિલષ્ટ કર્મનો ક્ષય થવાથી સત્પ્રવૃત્તિનું બાધક કોઇ રહેતું નથી. ભાવ ભાવનો પ્રેરક છે. એટલે જે વૈરાગ્યાદિ ઉત્પન્ન થયેલા હોય છે, તે અન્ય શુભ ભાવને પ્રેરે છે. તે તેનાથી આગળના અન્ય શુભભાવને ઉત્પન્ન કરે છે, એમ ઉત્તરોત્તર શુભોદય થતો રહે છે. તે પ્રસંગે ઉપદેશ તો માત્ર એક નિમિત્ત જેવો છે.

પુરૂષાર્થનો અભ્યાસ એ છે કે એની પુનઃ પુનઃ ભાવના કરવી. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી પોતાના સાધ્યની ઉપરજ તેમને સ્થીર કરીને, તેની સ્થીતિની નિત્ય અભિવૃદ્ધિ

થાય તેમ કરવું. આ અંતર પુરૂષાર્થ છે. પુરૂષાર્થનો યોવનકાળ છેલ્લા આવર્ત્તમાંજ છે. તે વખતનો પુરૂષાર્થ સફળ અને સરળ બને છે.

---

# અધ્યયન ૩ જું

## નિશ્ચયનયની અપેક્ષાએ તત્ત્વો.

## તત્ત્વજ્ઞાન ( નિશ્ચયનયે શુદ્ધ આત્મસ્વરૂપ. )

---

આત્મજ્ઞાન મોક્ષ આપનાર છે, માટે દરેક જીવોએ આત્મજ્ઞાનને માટે, નિરંતર પ્રયત્ન કરવો. આત્માને પૂર્ણ રીતે જાણ્યા પછી બીજું જાણવાનું બાકી કાંઇ રહેતું નથી. આત્માને ન જાણ્યો હોય તો તે સિવાયનું સર્વજ્ઞાન નિરર્થક છે. નવતત્ત્વોનું જ્ઞાન પણ આત્માના નિર્ણયને માટે છે. અજીવાદિ આત્માના પ્રતિપક્ષી તત્ત્વો છે, માટે પણ તે અવશ્ય જાણવા જોઇએ. અંધકારનું જ્ઞાન થવાથી તેના વિરોધિ તત્ત્વરૂપ પ્રકાશનું જ્ઞાન વિશેષ સ્પષ્ટતાથી સમજાય છે. કર્મના ક્ષયોપશમથી થતી નિર્મળતા વડે, અથવા જ્ઞાની ગુરૂની કૃપા–સદ્ઉપદેશ–વડે આત્માનું જ્ઞાન ઘણા પ્રયત્નશીલજીવોમાંથી થોડાજ જીવોને થઇ–સમજી–શકે છે. દ્રવ્ય, ગુણ, અને પર્યાયવડે એકતા અને અનેકતા પૂર્વક આ આત્મજ્ઞાન સમજવાથી તે કલ્યાણકારી થાયછે. (આત્મદ્રવ્યમાં ગુણ અને પર્યાયોનો

સમાવેશ કરી આત્મામાં તેનો અભેદ અનુભવવો તે એકતા જ્ઞાન કહેવાય છે, અને આત્માના વિવિધ ગુણો તથા પર્યાઓને જુદા જુદા સમજીને અનુભવવા તે અનેકતાજ્ઞાન છે. અથવા જાતિની અપેક્ષાએ અનંત જીવોનો સમાવેશ આત્મત્વમાં કરવો તે એકતાજ્ઞાન, અને વ્યકિતની અપેક્ષાએ દરેક જીવોને જુદા જુદા અનુભવવા તે અનેકતાજ્ઞાન છે.)



## આત્માના એકત્વનું જ્ઞાન.

જ્ઞાન, દર્શન, અને ચારિત્ર લક્ષણવાળો, સ્વભાવમાં રહેલો આત્મા એક કહેવાય છે. જેમ રત્નની પ્રભા, રત્નની નિર્મળતા; અને રત્નની શક્તિ એ રત્નથી ભિન્ન નથી, તેમ આત્માથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર લક્ષણો કાંઇ જુદાં નથી. વ્યવહારનય, આત્મા અને તેનાં લક્ષણો આમ ષષ્ટિ વિભકિતના શબ્દ પ્રયોગવડે ભિન્ન માને છે, પણ શુદ્ધ નિશ્ચયનય તેમ જુદાં માનતો નથી. તે નિશ્ચયનય આ પ્રમાણે દૃષ્ટાંતથી સમજાવે છે કે, 'ઘટનુ રૂપ' આ ઠેકાણે ઘડો અને તેનું રૂપ એ તાત્ત્વિક રીતે કોઇ પણ વખત જુદું છેજ નહિં. જુદું કરવા ધારે તો કાંતો ઘડો નહિં રહે અને કાંતો રૂપ નહિં રહે. મતલબ કે બન્નેમાંથી એકનુંજ અસ્તિત્વ રહેશે. આ ઘડા અને રૂપનો ભેદ કેવળ વિકલ્પથીજ છે, તેમ આત્મા અને તેના ગુણોનો ભેદ તાત્ત્વિક રીતે થતોજ નથી.

નિશ્ચય દૃષ્ટિવડે આત્માનું જે સ્વાભાવિક નિર્મળ સ્વરૂપ અનુભવાય છે, પ્રત્યક્ષ કરાય છે, તેજ સ્વરૂપને વ્યવહારનય ભેદબુદ્ધિદ્વારે અનુભવાવે છે કે આ અત્માના ગુણો, અને આ ગુણી આત્મા છે. પણ વસ્તુગતે અવલોકન કરતાં જણાય છે કે, જ્ઞાનાદિ ગુણોનું સ્વરૂપ પોતાના આત્માથી જુદું છેજ નહિં. જો ગુણ અને ગુણીને જુદા માનીએ તો જ્ઞાનાદિ સંબંધ વિનાના મૃતદેહની માફક આત્મા જડ થઇ રહે, તેમજ જ્ઞાનાદિ પણ આત્મા વિના અચેતન થઇ રહે.

મહાસામાન્ય સંગ્રહનયની અપેક્ષાએ એકેંદ્રિયાદિ સર્વ આત્માઓ એકજ છે. જેમ મનુષ્ય જાતિની અપેક્ષાએ સર્વ મનુષ્યો કહેવાય છે, તેમ જીવ જાતિની અપેક્ષાએ સામાન્ય રીતે બધા જીવ એક કહેવાય છે; અર્થાત્ નિશ્ચયનયની દૃષ્ટિએ જીવત્વ જાતિની અપેક્ષાએ એક જીવ કહેવાય છે. કર્મે કરેલો ભેદ, જેમકે જ્ઞાની અજ્ઞાની, સુખી દુઃખી, એ સર્વ આવરણ રૂપ છે, તાત્ત્વિક નથી, એમ નિશ્ચયનય કહે છે.

વ્યવહારનય કહે છે કે અનેક આત્માઓ છે—એકેંદ્રિય, બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, ચાર ઇંદ્રિય, પાંચ ઇંદ્રિયવાળાં, તેમાં પણ સુક્ષ્મ, બાદર, પર્યાપ્તા, અપર્યાપ્તા; સંજ્ઞી, અસંજ્ઞી ઇત્યાદિ જીવોના ભેદો જુદા જુદા અનુભવાય છે. કોઇ જન્મે છે, કોઇ મરે છે, કોઇ બાળ, કોઇ યુવા, કોઇ વૃદ્ધ, હોય છે. ગતિ, જાતિ, વેદ ઇત્યાદિ મર્યાદાઓ અનુભવાતી હોવાથી આત્માનું પૃથક્ વિવિધપણું છે.

નિશ્ચયનય કહે છે કે આ જીવોનું વિવિધપણું યુક્તિ પૂર્વક ઘટમાન થતું નથી. કેમકે તમે જે એકેંદ્રિ આદિ જાતિઓ, જન્મ, મરણ, બાળ, વૃદ્ધાદિ જીવોની વિવિધતા બતાવી તેતો સર્વ નામકર્માદિ કર્મોની પ્રકૃતિ છે. તે નામ કર્મના સ્વભાવથીજ પુદ્ગલોની વિવિધતા દેખાય છે. ગતિ, જાતિ એ સર્વ નામકર્મના પુદ્ગલોનોજ ખેલ છે. પણ તેમાં આત્માના શુદ્ધ સહજ સ્વરૂપને કાંઇ લેવા દેવાજ નથી. જન્મ થવો, મરવું અજ્ઞાની, સુખી, દુઃખી તે સર્વ જ્ઞાનાવરણાદિ કર્મનોજ વિકાર છે. જ્ઞાનાવરણીય કર્મને લઇ અજ્ઞાની બને છે. વેદનીય કર્મને લઇને દુઃખી કે સુખી થાય છે. આયુષ્ય કર્મને લઇ અન્યગતિમાં જાય છે. મોહનીય કર્મને લઇ, કામી, ક્રોધી, લોભી, અભિમાની બને છે. આમ આ સર્વ પુદ્ગલોનોજ કરેલો વિકાર છે. કર્મનો ભરેલો ભેદ તે અવિકારી આત્માને વિષે સંભવેજ નહિ. આ કર્મના કરેલા વિકારનું-વિપરીત સ્વભાવનું-આત્માના સ્વભાવ વિષે આરોપણ કરીનેજ વિશેષ જ્ઞાનથી ભ્રષ્ટ થયેલાઓ ભયંકર સંસારમાં ભ્રમણ કરે છે. આવા મનુષ્યો, નિર્મળ સ્ફટિક રત્નને લાલ પુષ્પાદિની ઉપાધિ વળગાડીને જેમ શુદ્ધ સ્ફટિકને પણ લાલ રૂપે જુએ છે; તેમ નર, નારકાદિ કર્મના કરેલા ભેદનું આત્માને વિષે આરોપણ કરે છે. સ્ફટિકની ઉપાધિને જેમ અજ્ઞાની સ્વભાવભૂત માને છે તેમ કર્મકૃત આ ઉપાધિને નારકાદિ પર્યાયને સ્વભાવભૂત. સમજે છે.

"કર્મથી ઉપાધિ ઉત્પન્ન થાય છે. કર્મ વિનાનાને વ્યવહાર નથી." કર્મ જડરૂપ છે. આ મહાન્ પુરૂષોના પવિત્ર વચનને, આત્માને આ વિવિધ ઉપાધિ વાળો માનનારાઓ લોપે છે; કેમકે આત્મા અને કર્મો એક સ્થળમાં સાથે રહે તોપણ આત્મા આત્માપણાના સ્વભાવનો ત્યાગ કરીને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દાદિ કર્મના ગુણોયુક્ત બની જતો નથી. જેમ ધર્માસ્તિકાય, જીવ અને પુદ્ગલોનો સ્પર્શ કરવા છતાં, એક ક્ષેત્રમાં સાથે રહેવા છતાં, કોઈ પણ વખત સચેતન કે રૂપી થતો નથી, તેમ આત્મા કર્મઅણુઓની સાથે રહેવા છતાં પણ, રૂપ, રસાદિપણે થતો નથી. જેમ તિમિર જાતના નેત્રના રોગવાળો મનુષ્ય એક ચંદ્ર હોવા છતાં બે ચંદ્ર દેખે છે, તેમ વસ્તુના સત્ય સ્વરૂપને ન સમજનારા ઉંન્મત્ત જીવો આત્માને અનેકરૂપે જુવે છે. અર્થાત્ દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકાદિ રૂપે જુવે છે. દેવ, મનુષ્યાદિ શરીરો ધારણ કરવા છતાં પણ જેમ સ્વરૂપનુ અસ્તિત્વ બધા શરીરોમાં તેનું તેજ અનુભવાય છે, તેમ સ્વરૂપનું સદૃશપાણું બધા આત્માઓમાં અવિરૂદ્ધપણે એકનું એકજ અનુભવાય છે. એટલે અનેક દેહો ધારણ કરવા છતાં આત્માના શુદ્ધ સ્વરૂપનું અસ્તિત્વ સર્વમાં રહેલું છે. તેમજ અનંત જીવોમાં પણ આત્મસ્વરૂપનું સરખાપણું એકજ પ્રકારનું અને એક સ્વરૂપે રહેલું છે. નિત્ય, અનિત્ય, એક, અનેક ઇત્યાદિ સદ્ અસદ્વાદનો વિસ્તાર કરનાર વ્યવહારનય

છે, તે એટલી બધી ભંગજાળ વિસ્તારે છે કે શુદ્ધ સ્વરૂપ તેના અંદર કયાંય ગુંગળાઈ જાય છે, પણ આ શુદ્ધનય તો સત્પુરૂષોનો સાચો મિત્ર છે, કે જે બધા આત્માઓમાં એક રસ એકતા દેખાડે છે, અને બધી ભંગજાળ માત્રને તોડીને પુદ્ગલ કર્મોને સોંપી દે છે, કેમકે તે બધો વિકાર માત્ર તેમનોજ છે.

નિશ્ચયનયની સચોટ દૃષ્ટિ પોતાના શુદ્ધ સ્વરૂપ ઉપરજ રહે છે તેથી ઉત્પન્ન થઈને વિનાશ પામનારા–કાળક્રમે જુદા પડનારા–દેવ, મનુષ્યાદિ પર્યાયોની સાથે નિરંતર રહેવા છતાં પણ આત્મ દ્રવ્ય પોતાના ચૈતન્યપણાની એકતાનો કોઇ પણ વખતે ત્યાગ કરતું નથી. જેમ તેજ એક સોનું કેયુર, કુંડલ, મુકુટ કડાંઆદિમાં રહે છે, એક ઘાટ ભાંગી બીજો બનાવે છે છતાં તેનું તેજ સોનું સર્વમાં કાયમ રહે છે, નાશ પામતું નથી. તેમજ દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકાદિ અનેક ભવોમાં–પર્યાયોમાં–ફરવા છતાં પણ આત્મા તેનો તેજ પોતાના નિરંજનાદિ સ્વરુપે કાયમ રહે છે. આ સર્વ પર્યાયો ખરી રીતે કર્મનાજ છે. આત્માંના તે પર્યાયો નથી. કેમકે તેતો સર્વ સ્થળે શુદ્ધ અને સાક્ષીરૂપેજ રહે છે. કર્મજ ક્રિયાના સ્વભાવવાળું છે ક્રિયા કરે જાય છે, આત્મા તો અમર સ્વભાવ વાળો છે. દૃષ્ટા સાક્ષી સ્વરૂપ વાળો છે.

હવે પ્રશ્નએ થશે કે, એકલા કર્મમાં પરમાણુઓ વડે આ ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે ? આ જન્મ, ગતિ આદિ સંસારની

રચના કેવળ કર્મનાં પરમાણુઓના સ્વભાવથી ન થઇ શકે, તેમ કેવળ જીવના સ્વભાવથી પણ ન બની શકે. જીવ કર્મ સિવાય ત્રીજી વસ્તુતો માનીજ નથી એટલે આ રચનાનું કારણ શું સમજવું ? ઉત્તર એ છે કે જેમ ભીંતના ઉપર ખડી કે ચુના રૂપ ધોળા દ્રવ્યવડે કરાયેલું શ્વેતપણું દેખાય છે તે ભીંત અને ખડી પ્રમુખ દ્રવ્યના સંયોગથી થયેલું છે. ભીંત ચુનામાં પેઠી નથી કે ચુનો ભીંતમાં પેઠો નથી. તે બન્ને પોતાના સ્વરૂપમાં રહીને સંયોગ વડેજ શોભે છે, તેમ કર્મ અને આત્માના સંયોગ વડે આ જન્માદિ રૂપ સંસાર પ્રપંચ રહેલો છે. આ સંયોગ સિવાય કેવળ જુદા કર્મમાં કે કેવળ આત્મામાં આ પ્રપંચ નથી. જેમ સ્વપ્નામાં જોયેલા પદાર્થો જાગૃત થતાં દેખાતા નથી તેમ આ વ્યવહારનયવાળાને પ્રમાણુ ભૂત ગણાતો આ જન્માદિ પ્રપંચ, નિશ્ચયનયવાળા, શુદ્ધ આત્માને વિષે જોઇ શકતા નથી. અર્થાત્ નિશ્ચયનયમાં આ વ્યવહારનો કરાયેલો પ્રપંચ અનુભવાતો નથી. જેમ મધ્યાન્હ વખતે મૃગતૃષ્ણામાં-પાણીનાં ઝાંઝવામાં-પાણીનો પ્રવાહ દેખાય છે, તાત્ત્વિક રીતે ત્યાં પાણી નથીજ. તેમ આ જીવ-કર્મના સંયોગથી ઉત્પન્ન થયેલી રચના, જીવ અને કર્મના યથાર્થ જ્ઞાનના આવરણને લીધેજ(અભાવેજ) દેખાય છે. આ સંયોગ વસ્તુરૂપ નથી. જેમ આકાશમાં ગંધર્વ નગરાદિનો આડંબર દેખાય છે, વાસ્તવિક

રીતે ત્યાં નગરાદિ નથી, તેમ આ જીવ-કર્મના સંયોગથી ઉત્પન્ન થતો સર્વ વિલાસ દેખાય છે, પણ તે આકૃતિઓ સર્વ જુડી છે, એ નિશ્ચયનયનો અભિપ્રાય છે. તે નિશ્ચયનય, અંશથી પણ, આત્માને બંધાયેલો કે રૂપી માનતો નથી. સ્થાનાંગ સૂત્રમાં "एगे आया" એમ જે કહેલું છે, ત્યાં પણ તેનો આજ આશય માનેલો છે. ઉત્પાદ વ્યયનો ત્યાગ કરીને, મૂળ પૂર્ણ વસ્તુને માનનાર શુદ્ધનય, આત્માને બંધ મુક્તતાથી રહિત જ્યોતિ સ્વરૂપ કહે છે.

વ્યવહારનય દેહની સાથે આત્માનું એકપણું માને છે. દેહવડે સુખદુઃખાદિ વેદના અનુભવાતિ હોવાથી, કોઈક અંશે કે અપેક્ષાએ આત્માને મૂર્તિમાન પણ માને છે. આ વાતનો નિશ્ચયનય ઇનકાર કરે છે, તે સહન પણ કરી શકતો નથી, અને કહે છે કે જેમ અગ્નિમાં એક અંશે પણ શીતળતા સંભવી શકતી નથી, તેમ અમૂર્ત આત્મા કોઈ અંશે પણ મૂર્ત્તતા ધારણ નજ કરી શકે. જેમ અગ્નિના સંબંધથી ઘી ઉનું છે, એવો ભ્રમ મનુષ્યોને થાય છે, તેમ મૂર્ત્તમાન શરીરના સંબંધથી આત્મા મૂર્ત્ત છે એ માનવું પણ ભ્રમ વાળુંજ છે. જે આત્માનો ધર્મ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, આકૃતિ કે શબ્દ વાળો નથી. તેને મૂર્ત્તતાની આકૃતિ કેવી રીતે કહી શકાય? અર્થાત્ નજ કહેવાય. જે આત્માનું રૂપ-કે આકાર દૃષ્ટિથી ગ્રાહ્ય નથી, વાણી જેને પોતાનો વિષય કરી શકતી નથી, અને મન તો જેની પાસે પણ જઇ શકતું નથી, જેના

નિરાકાર સ્વરૂપનો અનુભવ કેવળ સ્વપ્રકાશજ છે, આત્મજ્ઞાનજ આત્માને પ્રકાશી શકે છે, અનુભવી શકે છે, તેને મૂર્ત્ત કેવી રીતે કહેવો? આત્મા સતૂચિત્ અને આનંદસ્વરૂપ છે. સુક્ષ્મથી પણ સુક્ષ્મ છે. પરથી પણ પર છે. તેને મૂર્ત્તપણું સ્પર્શ કરી શકેજ નહિં. સુખ દુઃખના અનુભવ રૂપ વેદના કાંઇ આત્માને મૂર્ત્તપણાના નિમિત્તરૂપ નથી. જો મૂર્ત્ત પદાર્થનેજ વેદના થતી હોય તો મૂર્ત્તિમાન પુદ્ગલોને તે વેદનાં થવી જોઇએ, તે થતી નથી. માટે વેદનાનું કારણ મૂર્ત્તતા નથી. પણ ચેતનના અશુદ્ધ ઉપયોગને લઇને સુખદુઃખાદિનો અનુભવ થાય છે. મતલબ કે આત્માની અશુદ્ધ શકિતને લઇને વેદના ઉત્પન્ન થાય છે. આ આત્મા જેમ ઇંદ્રિયોદ્વારા પોતાની મેળે જ્ઞાન પરિણામે છે, તેજ પ્રકારે ઇષ્ટાનિષ્ટ વિષય પ્રાપ્તિ અનુસારે સુખદુઃખાદિ અનુભવ રૂપ વેદનામાં પોતાની મેળે પરિણમે છે. કર્મના પરિપાક કાળને પામીને આજીવ સુખદુઃખાદિ વેદના પરિણામ ભોગવે છે, માટે મૂર્ત્તપણું એ નિમિત્ત માત્ર છે.

આજ વાતને સ્પષ્ટતાથી કહેવાય છે કે પરિણમનની અપેક્ષાએ ચેતના ત્રણ પ્રકારની છે. જ્ઞાન ચેતના ૧. કર્મ ચેતના ૨. કર્મફળ ચેતના ૩. જે શુદ્ધ જ્ઞાન સ્વભાવે આત્મા પરિણામે છે તે જ્ઞાન ચેતના ૧. જે રાગદ્વેષાદિ અનુભવવારૂપે પરિણમે છે તે કર્મફળ ચેતના ૩. અહીં જે કર્મફળના અનુભવ રૂપે જે ઉપયોગનું પરિણમવું થાય છે

તેને વેદના કહેવાય છે. પણ તેથી આત્માને કોઇ અંશે મૂર્ત્તપણું પ્રાપ્ત થાય તેમ નથી, અને ચૈતન્યનું અમૂર્ત્તત્વ કોઇ પણ ઉલ્લંઘન કરી શકે તેમ નથી. માટે મૂર્ત્તિમાન દેહની સાથે આત્માનું ઐકયપણું કોઇ પણ વખત બનતું નથી.

આજ રીતે આત્માની નજીકમાં રહેલા મન, વચન અને શરીરાદિ પુદ્ગલોથી તેમજ આત્માથી દૂર રહેલા ધન, ગૃહાદિની પણ ભિન્નતા સમજી લેવી.

## (૨) અજીવતત્ત્વ (નિશ્ચયનયની અપેક્ષાએ.)

પુદ્ગલોનો ધર્મ-યા-ગુણ મૂર્તિમાનતા છે, અને આત્માનો ધર્મ યા ગુણ જ્ઞાન છે, માટેજ પુદ્ગલોથી આત્મદ્રવ્ય ભિન્ન છે. ધર્માસ્તિકાયનો ગુણ જીવ પુદ્ગલોને ગતિ આપવાનો છે, અને આત્માનો ગુણ જ્ઞાન રૂપ છે, માટે ધર્માસ્તિકાયથી આત્મદ્રવ્ય ભિન્ન છે. અધર્માસ્તિકાયનો ગુણ જીવ પુદ્ગલને સ્થિરતા આપવાનો છે, આત્મા જ્ઞાનગુણવાળો છે, માટે અધર્માસ્તિકાયથી આત્મદ્રવ્ય ભિન્ન છે. આકાશનો ગુણ જીવ પુદ્ગલોને અવકાશ આપવાનો છે, આત્માનો ગુણ જ્ઞાન છે, માટે આકાશાસ્તિકાયથી આત્મદ્રવ્ય ભિન્ન છે. કાળનો ગુણ વર્ત્તના છે, નવાં જુનાં કરવાનો છે, આત્મા જ્ઞાનગુણવાન છે, માટે કાળદ્રવ્યથી આત્મદ્રવ્ય ભિન્ન છે. એમ મહાન્ પ્રભુ જીનેશ્વરો કહે છે. આ પ્રમાણે અજીવોથી આત્મા જુદો સિદ્ધ થાય છે.

વ્યવહાર કહે છે કે મોટા ભાઇ ! તમારૂં કહેલું ઠીક છે, પણ કોઈક અપેક્ષાએ હું આત્માને અજીવપણું પણ માનુંછું, તે સાંભળો. કેવળ નિજ સ્વરૂપભૂત ઉપાધિરહિત જે શુદ્ધ ભાવપ્રાણ તે વિનાના આ સર્વ સંસારી જીવો અજીવરૂપ છે. કારણકે આવા શુદ્ધ જીવન વિનાના જીવો જીવ તરિકે કેમ માની શકાય ? ઇંદ્રિયો, બલ, શ્વાસોશ્વાસ, અને આયુષ્ય આ સર્વ દ્રવ્ય પ્રાણો છે, તે સર્વે પુદ્ગલના આશ્રયવાળા પર્યાયો છે.

નિશ્ચયનય કહે છે કે મારા વ્હાલા નાના ભાઈ ! તારી સમજણ ભૂલ ભરેલી છે. તેં જે દ્રવ્યપ્રાણો બતાવ્યા, તે તો આત્માથી ભિન્ન છે: એટલુંજ નહિં, પણ અત્યંત ભિન્ન છે; અને તેના વડે આત્માનું જીવન ટકે છે એમ માને છેજ કોણ? આત્માના પ્રાણો તો જ્ઞાન, વીર્ય (અનંતશક્તિ), શાશ્વત આનંદ, અને શાશ્વતજીવન તેજ છે. તે ચારે ભાવપ્રાણો આ તારા દ્રવ્યપ્રાણમાં નથી. અને તે દ્રવ્યપ્રાણો એ આત્માનું જીવનજ નથી, પણ આ ભાવપ્રાણ તેજ આત્માનું જીવન છે. આ અનંત જ્ઞાન, અનંત વીર્ય, અનંત આનંદ, અને શાશ્વત સ્થિતિ એ ચારે આત્માની સ્વભાવભૂત શાશ્વતી શકિત છે, તેના વડેજ સદા આત્મા અમર કહેવાય છે. આ મારી શુદ્ધ દ્રવ્યનયની સ્થિતિ છે.

(૩-૪) **પુન્ય પાપ તત્ત્વ.** (નિશ્ચયનયનીએ અપેક્ષાએ) પુન્યપાપથી આત્મા જુદો છે. આત્મા પુન્ય નથી, તેમજ

પાપરૂપ પણ નથી. આ બન્ને પુદ્ગલ રૂપે છે. આત્મા ચૈતન્ય સ્વભાવ છે. પુન્ય પાપ એ સારા કે નઠારા આ શરીરના ઉપાદાન (મૂલ) કારણરૂપે અંગિકાર કરાયેલાં છે. પુન્યકર્મ શુભકર્મનાં પુદ્ગલો છે. પાપકર્મ તે અશુભકર્મનાં પુદ્ગલો છે. નિશ્ચયનય કહે છે કે જે કર્મ પ્રાણિઓને જન્મ, જન્માંતરમાં પાડે છે-નાખે છે-લઇ જાય છે તેને શુભ કેમ કહી શકાય? લોઢાના બંધનમાં અને સોનાના બંધનમાં બન્ને સ્થળે પરતંત્રતા છે. જ્યાં પરાધિનતા સરખી છે ત્યાં ફલનો ભેદ કેમ માની શકાય? આ પુન્ય અને પાપનું ફળ, સુખ અને દુઃખ છે. મતલબ કે એક સુખ આપે છે, બીજું દુઃખ આપે છે. આમ છતાં બન્ને બંધનમાં નાખે છે, પણ છોડાવનાર નથી, તો પછી પુન્યનું ફળ સુખ તે કોઇ રીતે દુઃખથી જુદું પાડી શકાતું નથી. કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલું હોવાથી, સર્વ પુન્યનું ફળ તે દુઃખજ છે. આ જન્માદિ દુઃખ દૂર કરવા માટે તો ઉપાય કરવાનો છે, તેમાં જન્માદિ આપનાર પુન્યમાં અજ્ઞાની મનુષ્યોનેજ સુખીપણાની ભ્રાંતિ હોય છે.

પુન્યથી ઉત્પન્ન થતું સુખ તે દુઃખજ છે, કેમકે તે પુન્યના ઉદયથી કર્મનાં વિવિધ ફળો પરિણમે છે. કર્તવ્યતામાં વારંવાર વ્યાકુળતા યા વિહ્વળતા તે ઉત્પન્ન કરતું હોવાથી વિવિધ તાપ આપનાર છે. અમુક સુખાદિની ટેવના એવા સંસ્કારો પડે છે કે વારંવાર તે તે જાતની

ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે, અને તેઓ છેવટે આત્માના ગુણોમાં આવરણ રૂપ હોવાથી મોટો વિરોધ ઉત્પન્ન કરે છે; અર્થાત્ આત્મા સ્વરૂપના અનુભવથી દૂર દૂર થતો જાય છે. માટે તે પરમાર્થ દ્રષ્ટિએ પુન્ય પણ સુખરૂપ નથી. આ પુન્ય, મનુષ્યો અને દેવેન્દ્રોને પણ, દેહની પુષ્ટિ આપનારૂં છે, અર્થાત્ કર્મના સંસ્કારોને વધારનારૂં છે, અને તેથીજ મહાન અજના પોષણની માફક તેનું પરિણામ ઘણુંજ દારૂણ અને વિપરિત આવે છે. જેમ કોઇ માંસાહારી મનુષ્ય પોતાને ઘેર બકરાને ખવરાવી પીવરાવીને પુષ્ટ કરે છે. આ ચાલુ પુષ્ટતા તે બકરાનું અહિત કરનારી છે. કોઇ પ્રસંગે તેની પુષ્ટતા તેનો નાશ કરાવે છે. તેવા પ્રસંગે તે બકરાને મારી તે માંસાહારી તેનું ભક્ષણ કરે છે, તેમ આ પુન્યથી ઉત્પન્ન થતું સુખ પણ કોઇ પ્રસંગે આત્મ-પ્રાણનો નાશ કરાવનાર નીવડે છે. જળો જેમ મેલું-દુષિત-લોહી પીતાં સુખ માને છે, પણ જ્યારે તેને નીચોવવામાં આવે છે ત્યારે મરણાંત કષ્ટ અનુભવે છે, તેમ પુન્યોદયથી વિવિધ પ્રકારના વિષયો આ જીવ ભોગવે છે, પણ છેવટે તેના પરિણામ તરિકે મહાન્ દારૂણ દશા અનુભવે છે. આ જીંદગીમાં કાશ, શ્વાસ, ભગંદર, અને ક્ષયાદિ વિવિધ અસહ્ય દુઃખનો જીવ અનુભવ કરે છે. વળી તે વિષયો પ્રત્યે નિરંતર તીવ્ર ઇચ્છા બની રહે છે. જેમ તિવ્ર અગ્નિથી તપાવેલું લોઢું, પાણીમાં બોળવાથી, સહેજ શાંત--ઠંડુ થાય, તેટલામાં ફરી

ાગ્નિમાં નાખવામાં આવે અને પાણી સુકાઈ જાય, તેમ ા શાંતિ તે શાંતિ નથી, વિષય પ્રાપ્તિથી થતી ઇચ્છાની મે તે તૃપ્તિ નથી, પણ તે શાંતિ સહજ વારમાં ઉડી ય છે, અને ઇંદ્રિયો રૂપી લોઢું તો કાયમ તપેલુંજ ફ છે. પ્રથમ ભોગકાળે દેહાદિ ખેદ વડે, અને પછી પાક કાળે ગત્યાંતરમાં પ્રાપ્ત થતા દુઃખવડે, ઇંદ્રિયો પથી વ્યાકુળજ રહે છે, પણ કોડીઆના સંપુટમાં રહેલી ાષધિની માફક જરા વાર પણ ઉપરથી કે નીચેથી શાંતિ ળતીજ નથી. વળી પોતાના વિરોધીઓ તરફ પણ નિરંતર પ્રિતિ, દ્વેષ, ઇર્ષા, વિગેરે રહ્યા કરે છે. સુખ અનુભવ વાના વખતે પણ મન સંતાપથી તપેલુંજ રહે છે. એક ભા ઉપરથી બીજા ખભા ઉપર ભાર આરોપવાની-ઉપા- ાની માફક તત્ત્વથી ઇંદ્રિયોને આહ્લાદ આપનાર સુખમાંથી ખનો સંસ્કાર નિવૃત થતોજ નથી. સુખ દુઃખ અને મોહ ત્રણે સત્વ, રજસ અને તમો ગુણની વૃત્તિઓ છે. જુઓ તે ત્રણે એક બીજાથી વિરૂદ્ધ છે, તથાપિ તે ત્રણે દુઃખ- જ પેટા જાતિ છે. તેનાથી ઉત્પન્ન થતા વિવિધ પ્રકારના ાગોનો વિલાસ, કોપાયમાન થયેલા ફણીધરના મુખમાં થ નાખવાની માફક વિવેકી મનુષ્યોને ભયના કારણ રૂપ

આ પ્રમાણે વિચાર કરતાં સમજી શકાય છે કે, પુન્ય ને પાપ બન્નેનાં ફળો સરખાંજ છે. જે મોહથી વિહ્વળ યેલો અજ્ઞાની મનુષ્ય બન્નેને સરખાં ન માનતાં પુન્યથી

ઉત્પન્ન થતા વિષય સુખ તરફ તત્ત્વ દૃષ્ટિથી પ્રવૃત્તિ કરે છે તે આ સંસાર સમુદ્રનો પાર પામી શકતો નથી. શુદ્ધ નિશ્ચયનયે કેવળ દુ:ખરુપ પુન્ય પાપથી, સત્-ચિત્-આનંદ-મય આત્મા સદા ભિન્ન છે.

નિદ્રાદશામાં અહંકાર વિનાનું ભાન રહે છે. નિદ્રાનો પણ સાક્ષી આત્મા ત્યાં જાગૃત હોય છે. સ્વપ્ન દશામાં સ્વપ્ન દૃષ્ટા તરિકે આત્માનુ આસ્તિત્વ છે. જાગૃત દશામાં તો ઇંદ્રિયો તથા મન દ્વારા વિવિધ સુખની જે વૃતિઓ પ્રવર્તે છે તેનો દૃષ્ટા તો આત્મા છેજ, એટલે આત્માનું ચિદાનંદમય સ્વરૂપ સામાન્ય રીતે સર્વ દશામાં અનુગત રહેલું છે. છતાં વાદળાં દૂર થવાથી, જેમ સૂર્યનો પ્રકાશ શોભે છે, તેમ ચોથી ઉજાગર દશામાં આવરણો બધાં દુર થવાથી આત્માનું ખરૂં સ્વરૂપ સર્વ પદાર્થને પ્રત્યક્ષ પ્રકાશનારૂં પ્રગટ થાય છે. તેમ છતાં આ નિદ્રાદિ દશાઓ આત્માને પરાભવ કરી શકતી નથી, કેમકે આ દશાઓમાં પણ ચેતન જાતિમાત્રપણામાં તો ટકીજ રહે છે.

શુદ્ધ નિશ્ચયનયે આત્મા ચિદાનંદમયભાવનો ભોક્તા છે. અશુદ્ધ નિશ્ચયનયે કર્મના કરેલા સુખ દુ:ખનો ભોક્તા છે. એટલે વ્યવહાર નયના અભિપ્રાયે તો વસ્ત્ર આભરણ, સ્ત્રી, ભોજન, પુષ્પાદિ સર્વનો ભોક્તા છે.

પુદ્ગલ આશ્રિત ભાવોમાં કર્તા ભોકતાપણાના અભિમાનથી અજ્ઞાની જીવ કર્મ વડે બંધાય છે. જ્ઞાની કર્તા ભોકતાપ-

ણાના અભિમાન રહિત હોવાથી લેપાતા નથી. આત્મા, પુન્ય પાપ રૂપ કર્મનો પણ કર્તા નથી, ઇષ્ટાનિષ્ટ વસ્તુને વિષે રાગ દ્વેષના પરિણામનો કર્તા થાય છે. જે પ્રસંગે આત્મા, જડ ચેતન પદાર્થને વિષે તે તે પ્રકારના કાર્યના વિકલ્પથી રાગ ભાવ કે દ્વેષ ભાવને પામે છે, તે પ્રસંગે મોહથી આત્માને વિષે કર્મ બંધન કરે છે. જેમ લોહું પોતાની ક્રિયા (આકર્ષવાની તે) વડે લોહચુંબક પાષાણ તરફ ખેંચાઇ આવે છે, તેમ વિવિધ પ્રકારનું કર્મ રાગદ્વેષના પરિણામવાળા આત્મા તરફ ખેંચાઇ આવે છે. જેમ તેલાદિ ચિકાશવડે ખરડાયેલા મનુષ્યનું શરીર ધુળવડે ખરડાય છે, તેમ રાગદ્વેષથી વ્યાપ્ત જીવને કર્મબંધ થાય છે અને તે પોતાને વિષે રાગદ્વેષના પરિણામને ઉત્પન્ન કરતો રહે છે. તે રાગદ્વેષના પરિણામના નિમિત્તે જે પૂર્વનાં કર્મો પરિણામ્યાં જે કર્મનાં ઉપાદાન કારણરૂપ કર્મને વિષે નવીન કર્મ ગ્રહણ કરવાનું **કર્ત્તાપણું** છે, અને રાગાદિ **કર્મપણે** પ્રવૃતિ કરે છે. આ કર્તા અને કર્મની મદદથી આત્મા બંધાય છે. જેમ મેઘમાળા જળની વૃષ્ટિ કરે છે છતાં વ્યવહારમાં ધાન્ય વર્ષે છે એમ કહેવાય છે, તેમ આત્મા ભાવકર્મને ઉત્પન્ન કરે છે છતાં વ્યવહારમાં આરોપણથી પુદ્ગલ કર્મ કરે છે એમ કહેવાય છે.

વટેમાર્ગુ જેમ રસ્તે લુંટાય છે છતાં માર્ગ લુંટાય છે એમ લોકો કહે છે તેમ મૂર્ખ લોકો પુદ્ગલ કર્મમાં રહેલી

વિક્રિયાનું આત્માને વિષે આરોપણ કરે છે. કાળી કે લાલ ઉપાધિ વડે સ્ફટિક જેમ લાલ કે કાળો દેખાય છે પણ તે શુદ્ધ સ્ફટિક લાલ કે કાળો થતો નથી, તેમ પુન્ય પાપનાં પુદ્ગલની સંસર્ગથી આત્મા રાગી કે દ્વેષી દેખાય છે પણ તાત્વિક રીતે અશુદ્ધ થતો નથી.

આ બધી વિવિધ રૂપો ધારણ કરવાવાળી નટ કળા ત્યાં સુધીજ છે કે જ્યાં સુધી વિવિધ પ્રકારની રાગદ્વેષવાળી કલ્પનાઓ છે, પણ જે કલ્પનાતીત આત્માનું સ્વરૂપ છે તેતો કલ્પના રહિત થાય તેજ જોઇ અનુભવી શકે છે. કલ્પનાથી મોહ પામે તો જીવ ધોળું કાળું જોયા કરે છે. રાગાદિવાળી કલ્પના નાશ પામતાંજ રૂપાતીત વસ્તુ અનુભવાય છે.

**પરમાત્માનું ધ્યાન, સ્તુતિ કે ભકિત, આજ છે કે, પુન્ય પાપ રહિત પરમાત્માના સ્વરૂપનું હૃદયમાં ચિંતન કરવું** પરમાત્માના શરીર, રૂપ લાવણ્યતા અને ત્રીગડો ગઢ, છત્ર ધ્વજાદિના વર્ણન કરવા વડે વાસ્તવિક પ્રભુની વર્ણના થતી નથી. વીતરાગ દેવના શરિરાદિની સ્તુતિ કરવી તે વ્યવહાર સ્તુતિ છે, જ્ઞાનાદિ ગુણે'ની સ્તુતિ કરવી તે નિશ્ચય સ્તુતિ છે. નગરદિના વર્ણન કરવાથી રાજાની સ્તુતિ ઉપચારથી મનાય છે પણ રાજાના શૌર્ય, ગાંભીર્ય, ધૈર્યાદિ ગુણોનું વર્ણન કરવાથી તાત્વિક સ્તુતિ

કહેવાય છે. મુખ્ય અને ઉપચાર ધર્મનો વિભાગ કર્યા સિવાય સ્તુતિ કરવી, તે કુકવિની કવિતાની માફક ચિત્ત પ્રસન્નતા માટે યોગ્ય નથી. જેમ તીક્ષ્ણ ખડ્ગની ધારા, પ્રમાદવડે હાથમાં પકડવાથી અનર્થ કરે છે તેમ મુખ્ય ઉપચાર ધર્મના વિભાગ કર્યા કે જાણ્યા વિના કરાતી સ્તુતિ અભિનિવેશ કે દાગ્રહવડે અનર્થકારક થાય છે.

વાસ્તવિક રીતે પુન્ય પાપ રહિત નિર્વિકલ્પ સ્વરૂપવાળા શુદ્ધ બ્રહ્મનું નિરંતર ધ્યાન કરવું તે શુદ્ધ નયની સ્થિતિ કર્તવ્યતા છે.

## (૫-૬) આશ્રય-સંવર (નિશ્ચય નયની અપેક્ષાએ.)

આશ્રય અને સંવર તે પણ આત્મા નથી, કારણ આત્મા વિજ્ઞાન સ્વરૂપ છે, અને કર્મ પુદ્ગલોનું આવવું તેને આશ્રવ કહે છે, તથા કર્મ પુદ્ગલને આવતાં અટકાવવાં તે સંવર છે, આત્મા જે પરિણામો વડે, પરની પ્રેરણા વિના કર્મ પુદ્ગલોને ગ્રહણ કરે છે તે પરિણામો મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મનાદિયોગો આંતર આશ્રવો છે. જીવના પરિણામો ભૂત ભાવો આચાર રૂપે પરિણમેલા હોય છે. પરિણામોને આત્મ ધર્મ માનેલો છે. વિપરીત દ્રષ્ટિ તે મિથ્યાત્વ ૧ અવિરતિ એટલે પ્રવૃત્તિ-ઈચ્છાનો અનિરોધ ૨ કષાય ક્રોધાદિ પરિણામ ૩ યોગો, અશુદ્ધ મન, વચન, કાયાના વ્યાપાર ૪.

આશ્રયને નાશ કરનાર-અટકાવનાર "બાર ભાવના, દશ પ્રકારે યતિધર્મ. સામાયિકાદિ પાંચ ચારિત્ર, ક્ષુધાદિ બાવીશ પરીષહનો જય" તે આત્માના ધર્મો ભાવસંવર છે. આવા પરિણામો થવા તે આશ્રયને રોકનારા આત્મ પરિણામો છે. આશ્રવ તે સંવર થતો નથી, અને સંવર તે આશ્રવ થતો નથી. એક ભવબંધનું કારણ છે બીજો મોક્ષનું કારણ છે. આત્માજ ભવ અને મોક્ષનું કારણ છે આત્મા પોતે ભિન્ન જાતિના પોતાના પરિણામો વડે શુભાશુભ કર્મ ગ્રહણ કરે છે. તેમજ તેનાથી જુદા આશય વડે આવતાં કર્મને અટકાવવા રૂપ સંવર કરે છે. આ બન્ને સ્થળે પુદ્ગલોની સહાયની અપેક્ષા આત્મા કરતો નથી કેમકે આત્મા નિરંતર સ્વભાવથીજ પોતાના વ્યાપારમાં સ્વતંત્ર સમર્થ છે.

**શું બાહ્ય ક્રિયા ત્યારે નિષ્ફળ છે?** આ શંકાનો ઉત્તર નીચે પ્રમાણે:—

હિંસા અને અહિંસાદિ સર્વ, ભાવ આશ્રવ અને ભાવ સંવરના પરિણામ ઉત્પન્ન કરવામાં કેવળ નિમિત માત્ર છે, પણ તે આશ્રવ કરનાર કે રોકનાર નથી. કેમકે તે પર પ્રાણિઓના પર્યાય છે તેથી પોતાના આત્મામાં તે બંધ મોક્ષ કરતા નથી. વ્યવહારમાં મુંઝાઇ ગયેલ મનુષ્ય તે હિંસા અહિંસાદિકનેજ હેતુ રૂપ માને છે, કેમકે તેનું અંતઃ

કરણ બાહ્ય ક્રિયાઓમાં અશક્ત છે અને તેથીજ શુભ તત્વને તે દેખતો નથી. હિંસાદિક પર પર્યાયો ભવ અને મોક્ષમાં કારણ ભાવે સ્વીકારી શકાય તેમ નથી, કેમકે હિંસા કરવાથી આશ્રવજ થાય અને આ હિંસા કરવાથી સંવરજ થાય તેવો ચોકશ નિયમ તેને લાગુ પડતો નથી. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે જેટલા કર્મને આવવાના પરિણામો કહેલા છે. તેટલાજ કર્મને રોકવાના પરિણામો કહેલા છે. માટેજ હિંસાદિક બાહ્ય હેતુને વિષે, આશ્રવ સંવરનું કારણ પણું અનિયિમિત છે. ભાવના વિચિત્રપણાને લઈને-શુભાશુભ અધ્યવસાયની તારતમ્યતાને લેઇને નિયતપણું નથી. આત્મા એકજ આશ્રવ અને સંવર રૂપે નિયત છે. અર્થાત્ જે હિંસાદિક કરવાનો અધ્યવસાય આશ્રવ રૂપ થાય છે, તેજ અધ્યવસાય ત્યાગ કરવાનો અધ્યવસાય થવો તે સંવર રૂપે થાય છે.

## અજ્ઞાનથી આશ્રવ બંધાય છે—થાય છે.

વિષયોમાં આસકત આત્મા અજ્ઞાનથી બંધાય છે, પણ વિષયોથી આત્મા બંધાતો નથી. જ્ઞાનથી આત્મા મુકત થાય છે પણ શાસ્ત્રાદિ પુદ્ગલોથી આત્મા મુકત થતો નથી શાસ્ત્ર ગુરૂવિનય, અને આવશ્યકાદિ ક્રિયાને વ્યવહારમાં કુશળ લોકો સંવરના અંગ તરિકે સાધન તરિકે કહે છે. મન, વચન, અને શરિર સંબંધી પુદ્ગલોજ બાહ્ય ક્રિયામાં

પરિણમ્યા હોય છે તે કર્મોનો નિરોધ કરી શકતા નથી. પણ જે આત્માના સ્વભાવ ભૂત જ્ઞાનાદિ પરિણામો છે તે કર્મના નિરોધ રૂપ સંવરપણાને પામે છે. જ્ઞાનાદિ પરિણામોની સાથે મળેલી શુભમનાદિના વ્યાપારોને વિષે સંવરપણાનો આરોપ કરીને વ્યવહારને જાણનારા મનુષ્યો ખુશી થાય છે કે અમો ધનવાન છીએ તે વ્યવહાર નયવાળા જીવો પ્રશસ્ત રાગવાળા ચારિત્રાદિ ગુણોને વિષે પણ શુભ આશ્રવનો આરોપ કરીને આશ્રવના કાર્યને મોક્ષના અંગરૂપ કરતાં સંવરના કાર્ય રૂપે ફળમાં ભેદ કહે છે, પણ પરમાર્થથી વિચાર સંસાર અને મોક્ષના કારણ રૂપ આશ્રવ અને સંવરમાં શુભ ફલના ભેદે કરી વિપરિત નિશ્ચય કરવો યોગ્ય નથી. આશ્રવમાં મોક્ષ ફળનું ભાન થવું તે અજ્ઞાન દશાજ છે. જ્ઞાનીઓ તેમાં મોહ પામતા નથી. આજ રીતે મોક્ષના સાધન ભૂત સમ્યગ્ દર્શનને તીર્થંકર નામના હેતુરૂપ તથા ચૌદ પૂર્વ ધર સંબંધી સંયમને આહારક શરીરના કારણ રૂપ વર્ણન કરે છે. તેમજ વીતરાગ સંયમે પહેલાંના તપ સંયમને સ્વર્ગના હેતુ રૂપ કહેવામાં આવે છે, તે પણ અગ્નિ બળે છે છતાં ઘી બળે છે એ કહેવતની માફક ઉપચારથી કહેવું તે ઠીક છે. પણ ખરી રીતે તો તે મોક્ષનાં કારણો છે.

## નિશ્ચયથી આશ્રવ સંવરકોને કહે છે. ?

જે પ્રકૃતિ રૂપ પરિણામ વડે આત્માને કર્મની સાથે

સંબંધ થાય છે તે અંશે આત્માજ બંધનું કારણ છે અને જે નિવૃત્તિ રૂપ પરિણામ વડે ઉપયોગ સ્વરૂપ અનુયાયિ બોધ–આત્માને હોય છે તે અંશે પરિણામે આત્માજ સંવર કર્મનો નિરોધ કરનાર મનાય છે. જે અંશે આત્મા પરિણામ વડે આશ્રવ ભાવમાં અને સંવર ભાવમાં વિશ્રાંતિ કરે છે; તે અંશે એક આરિસાના નિર્મળ અને મલીન એમ આગળના અને પાછળના બે ભાગની માફક સ્વચ્છ અને મલીનતારૂપ ભાગથી નિરંતર શોભે છે–દેખાય છે.

સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થયા પછીજ જ્ઞાનની ધારા-ઉપયોગની ધારા નિર્મળ હોય છે. મનાદિ યોગની ધારાતો તે અવસરે પણ, નિમિત કારણોના પ્રમાણમાં, વિચિત્ર પ્રકારની અનેક પ્રકારની શુભ પરિણામવાળી ઉત્પન્ન થાય છે. આજ કારણથી(જ્ઞાનધારા વિશુદ્ધ હોવાથી)સમ્યગ્ દ્રષ્ટિવાળા આત્માનેસર્વ ( નિદ્રા, સ્વપ્ન, જાગૃતાદિ ) દશાઓને વિષે વિપર્યાસ રહિત વિશુદ્ધતા હોય છે, પણ ક્રિયાની વિચિત્રતાને લઇને (જ્ઞાનાવરણાદિ કર્મનો ક્ષયોપશમ અને સંયમ વ્યાપારની શુદ્ધિના પ્રમાણમાં) મનાદિયોગના પરિણામની ધારા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટં પ્રકારની હોય છે. જ્યારે મનાદિ યોગ અને ઉપયોગ બન્ને ધારાની સર્વ પ્રકારે શુદ્ધિ થાય ત્યારે સર્વ યોગના નિરોધરૂપ શૈલેશીકરણવાળી સ્થિરતા પ્રાપ્ત થાય છે અને ત્યારેજ સર્વ સંવર (સર્વ યોગ નિરોધ રૂપ પૂર્ણ સંવર ) પ્રાપ્ત થાય છે. આ સર્વ સંવરની સ્થિતિ

પહેલાં જે આત્માની મનાદિ યોગની જેટલા વખત પર્યંતની સ્થિરતા હોય છે તેટલો તે આત્માને સંવર હોય છે અને જેટલું મનાદિ યોગનું ચપળાપણું હોય છે તેટલોજ તેને આશ્રવ હોય છે.

અશુદ્ધ નયનની અપેક્ષાએ સાંસારી જીવોને સંવર અને આશ્રવની વિચારણા છે. શુદ્ધ નયની અપેક્ષાએ સિદ્ધ જીવોને સંવર, આશ્રવ એવાં ભેદો છેજ નહિ.

## (૭) નિર્જરા. (નિશ્ચય નયની અપેક્ષાએ)

આત્મપ્રદેશથી જ્ઞાનવરણાદિ કર્મ પુદ્ગલોનું તે દેશથકી ખરી પડવું તે નિર્જરા છે. આ નિર્જરા તે કર્મ પુદ્ગલોની રૂપાંતર દશા છે તે આત્મા નથી. પણ જે વિશુદ્ધ પરિણામ ધારાએ જીવપ્રદેશોથી કર્મ દૂર કરાય છે તે વિશુદ્ધ ભાવજ આત્મસ્વરૂપ નિર્જરા છે.

## નિર્જરાનું કારણ ભાવતપ છે.

શુદ્ધ જ્ઞાન સહિત ઉત્તમ તપ બાર પ્રકારનું છે. તે તપ આત્મશક્તિને ઉત્પન્ન કરનાર અને ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરનાર છે. જે તપ કરવાથી કષાયોનો નિરોધ થાય, કામવિકારની નિવૃત્તિ થાય અને વીતરાગ દેવનું ધ્યાન થાય તે શુદ્ધ તપ છે. બાકીનું તપતો લાંઘણ કરવા જેવું છે. ભુખ સહન કરવી કે દેહને દુર્બળ કરવું તે કાંઇ તપનું

લક્ષણ નથી. સહનશીળતા, બ્રહ્મચર્યઆદિના નિવાસગૃહ રૂપ જ્ઞાન દશા તે તપનું સ્વરૂપ છે. ચંદનની સાથે સુગંધની માફક શુદ્ધ જ્ઞાનની સાથે ઐક્યતાને પ્રાપ્ત થયેલ તપ, આત્માને નિર્જરા આપે છે. તેથી વિરૂદ્ધ તપ નિર્જરાનું કારણ નથી. તપસ્વી, જીનેશ્વરની ભક્તિ કરવાવડે તથા શાસનનો વિકાસ કરવાની ઇચ્છાવડે વિશેષ પુન્ય બાંધે છે, પણ જો એટલી પણ ઈચ્છા ન હોય તો તે શુદ્ધ તપવડે કર્મબંધનથી મુકત થાય છે. કર્મને તપાવનાર જ્ઞાન એજ તપ છે તેને જે જાણતો નથી તે હણાયેલ અંતઃકરણવાળો (મલીન અંતઃકરણવાળો) એકલા બાહ્ય તપવડે વિસ્તારવાળી નિર્જરા કેવી રીતે પામી શકશે ? નહિજ પામે. અજ્ઞાની મનુષ્ય ક્રોડ જન્મપર્યંત તપસ્યા કરવા વડે જે કર્મનો અંત (નાશ) કરે છે. તેટલા કર્મનો અંત જ્ઞાનપૂર્વક અથવા જ્ઞાનરૂપી તપ કરવાવાળો એક ક્ષણમાત્રમાં કરી શકે છે.

જ્ઞાનયોગ એજ શુદ્ધ તપ છે એમ તીર્થંકરો કહે છે. તે જ્ઞાન યોગ રૂપ તપવડેજ નિકાચિત એવાં કર્મોનો પણ ક્ષય થઈ શકે તે યોગ્ય છે અથવા સંભવે છે. કારણકે આજ્ઞાન યોગરૂપ તપમાં અપૂર્વકરણ, તથા શુદ્ધશ્રેણિની પ્રાપ્તિ થાય છે અને તે શ્રેણિમાં રહેલા સંચિત કર્મસંગ્રહનો ક્ષય થાય છે. માટેજ જ્ઞાન સ્વરૂપ શુદ્ધ તપસ્વીજ ભાવનિર્જરા છે. જો શુદ્ધ નિશ્ચયનયથી વિચાર કરીએ તોતો આત્મા નિરંતર શુદ્ધજ છે, તેને આ દ્રવ્ય કે ભાવનિર્જરા કોઇ પણ રીતે હોયજ નહિ.

## (૮) દ્રવ્યભાવ બંધ (નિશ્ચય નયની અપેક્ષાએ)

કર્મ અને આત્માનો મેળાપ, અથવા સંયોગ તે બંધ કહેવાય છે. દ્રવ્યથી તે બંધ ચાર પ્રકારે છે. બંધના હેતુ ભૂત અધ્યવસાય વાળો આત્મા તે ભાવબંધ કહેલો છે.

જેમ સર્પ પોતાના શરીરવડે પોતાને વિંટે છે તેમ આત્મા તે તે અધ્યવસાયવડે પરિણમીને પોતાવડે પોતાને બાંધે છે. જેમ રેશમનો કીડો પોતાના તંતુ તાંતણાવડે પોતાને બાંધે છે તેમ પોતાના પરિણામવડે આત્મા પોતાને બાંધે છે.

અપરાધી જીવોને ઇશ્વર કર્મથી બાંધતો નથી. તેને બાંધનાર કોણ ? તેને બાંધનાર કોણ ? એમ અનવસ્થા દોષ આવે છે. વળી નહિં બંધાયેલો ઇશ્વરને માનતાં તે પ્રવૃતિ કરી શકેજ નહિં. કારણકે અજ્ઞાનમાં પ્રવૃતિ કરાવવાની પ્રેરણા જ્ઞાતી ઇશ્વરને સંભવેજ નહિં જ્ઞાની ઇશ્વર બધાંને જ્ઞાનવાળી જે પ્રેરણા કરે તેમ જગત્‌માં સર્વત્ર અનુભવાતુ નથી ત્યારે જીવને કોણ કર્મ બંધનાદિ પ્રવૃતિમાં પ્રેરણા કરે છે ? **ઉત્તર** એ છે કે, જીવોમાં એવા સ્વભાવવાળાં બીજ રહેલાં છે તેની પ્રેરણા વડે પરિણામાનુ સાર પુન્ય છે પાપ બાંધવામાં પ્રવૃતિ કરે છે.

શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએતો આત્મા બંધાયેલો નથી. પણ રજ્જુમાં સર્પની બુદ્ધિ થતાં જેમ ભય, કંપાદિ સ્વાભાવિક થાય છે તેમ બંધાયેલાની શંકાવડેજ જીવબંધનને લાયક પ્રવૃતિં કરે છે. પછી જેમ યોગની સ્થિતિ અનુસારે રોગીની સ્થિતિ અનુસારે રોગની પ્રવૃતિ થાય છે તેમ ભવસ્થિતિ અનેસારે બંધનું પણ વર્ણન કરાય છે.

આ ૬૯ અજ્ઞાનમય શંકા દૂર કરવા માટે અજ્ઞાન દશાથી વિરકત થયેલાઓ અધ્યાત્મ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા કરે છે. પણ આ અધ્યાત્મ શાસ્ત્ર શાખાચંદ્ર ન્યાયે (બીજને ચંદ્ર બતાવવા અર્થે કોઇ એમ કહે કે આ ઝાડની શાખામાં ચંદ્ર ) ફકત દિશા બતાવનાર છે. અપરોક્ષ સ્થિતિવાળું શાસ્ત્ર પ્રત્યક્ષ વિષયવાળી શંકા દૂર કરી શકતું નથી. શંખ ધોળો છે એ પોતાને અનુભવે છે છતાં, કમળા પ્રમુખના રોગથી જેમ શંખ પીળો છે. એવી બુદ્ધિ થાય છે તેમ આત્મા સદા કર્મથી મુકત છે એમ શાસ્ત્રથી જ્ઞાન થવા છતાં પણ, પૂર્વના મિથ્યા બુદ્ધિવાળા સંસ્કારથી આત્મામાં બંધાવાપણાની બુદ્ધિ થાય છે. જે મનુષ્યો તત્ત્વને સાંભળીને, તેમ માનીને અને વારંવાર તેનું સ્મરણ મનન-ધ્યાન કરીને સાક્ષાત્ નિર્બંધ આત્માનો અનુભવ કરે છે તેમને આત્મામાં બંધાવાપણાની બુધ્ધિ રહેતી નથી પણ તેઓમાં કર્મબંધ વિનાનો આત્મા પ્રગટ પ્રકાશે છે યા અનુભવાય છે.

## (૯) દ્રવ્ય, ભાવ, મોક્ષતત્વ. (નિશ્ચયનયની અપેક્ષાએ)

કર્મ દ્રવ્યનો સર્વથી ક્ષય તે દ્રવ્ય મોક્ષ. તે આત્માનું લક્ષણ નથી. કર્મ દ્રવ્યોના ક્ષયમાં હેતુ ભૂત **જ્ઞાન, દર્શન, ચારિત્ર** રૂપ ત્રણ રત્ન યુકત આત્મા તે ભાવ મોક્ષ છે. જ્ઞાન, દર્શન ચારિત્રની સાથે જ્યારે આત્મા એકતાને પામે છે ત્યારે કોપાયમાન થયેલાની માફક કર્મો આત્માથી તરતજ જુદાં થઈ જાય છે. માટે **આ ત્રણ રત્નોજ મોક્ષ છે.** તેના અભાવે આ ત્યાગીપણાના લિંગો (વેષો) વડે કે કે ગૃહસ્થપણાના વેષો વડે કાંઇપણ કૃતાર્થતા નથી. મતલબકે જ્ઞાનાદિ ત્રણ રત્ન વિના કેવળ વેશ નિરૂપ યોગી છે. જેઓ કેવળ ત્યાગીપણાના કે ગૃહસ્થપણાના લિંગમાં (વેષમાં) જ આસકત છે, તે બાળ બુદ્ધિવાળાઓ સિદ્ધાંતનું રહસ્ય જાણતા નથી. જેઓ ભાવલિંગમાં આસકત છે તે સર્વ સાર ભૂલ તત્ત્વના જાણવાવાળા છે. **તે ગૃહસ્થ હોકે ત્યાગી હો તોપણ પાપ મળને દૂર કરીને સિદ્ધતા પામે છે.** ભાવ લિંગ ( જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ ) જ મોક્ષનું અંગ છે દ્રવ્યલિંગ કારણ રૂપ નથી, કેમકે તે દ્રવ્ય લિંગ, એકાંતિક કે આત્યંતિક, કોઇ પણ રીતે મોક્ષમાં ઉપયોગી નથી. અશુદ્ધ નયની અપેક્ષાએ આત્મા બંધાયેલો અને મુકત એવી વ્યવસ્થા છે પણ શુદ્ધ નયનીતો આ આત્મા બંધાતો કે મુકત થતો નથી.

આ પ્રમાણે અન્વય વ્યતિરેક હેતુવડે નવે તત્વોથી પણ બુદ્ધિમાનોએ આત્મ તત્વનો નિશ્ચય કરવો.

આ આત્મ-તત્વ-નિશ્ચય પરમઅધ્યાત્મ છે. આજ અમૃત છે. આજ પરમજ્ઞાન છે. અને આ ઉત્તમ યોગ કહેલો છે. સુક્ષ્મ નયોને આશ્રિયને રહેલું ગૂઢ ગૂઢ અને અતિશય ગુપ્ત આ તત્વ છે; સ્વલ્પ બુદ્ધિવાળાને તે ન આપવું કેમકે તેઓ આ તત્વજ્ઞાન રહસ્યને વગોવશે. અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોને આ તત્વજ્ઞાન હિતકારી નથી. નિર્બળ અને ક્ષુધાથી પીડાયેલા ને ચક્રવર્ત્તિનું ભોજન જેમ હિત-કારી નથી તેમ આ તત્વજ્ઞાન નિર્બુદ્ધિને હિતાવહ નથી. જ્ઞાનના એક અંશવડે પંડિતપણાના અભિમાનીઓને આ તત્વ અનર્થ કરી છે. જેમ અશુદ્ધ મંત્ર પાઠવાળો ફણી-ધરના માથા ઉપરનું રત્ન લેવા જતાં અનર્થને પામે છે તેમ તે અનર્થ પામશે. જે વ્યવહારમાં નિપુણ થયા સિવાય આ નિશ્ચયની ઈચ્છા કરે છે તે એક નાનું સરખું તળાવ તરવામાં અશકત મનુષ્ય સમુદ્ર તરવાને કેમ સમર્થ થઇ શકશે? **માટે વ્યવહારનો નિશ્ચય કરીને પછી શુદ્ધ નયનો આશ્રય કરવો. છેવટે આત્મજ્ઞાનમાં રકત થઇને પરમ સારૂપ દશા-સારૂપયોગનો-આશ્રય કરવો.**

**इतिशम्.**



# ભાગ ૩ જો.

## પ્રકરણ ૪ થું.

### યોગપ્રસાદની પહેલી ભૂમિકા
અથવા
### ભૂમિકા શુદ્ધિની શરૂઆત.
( પૂર્વસેવા. )

**पूर्वसेवातु तन्त्रज्ञैर्गुरू देवादि पूजनम्**
**सदाचार स्तपो मुक्त्यद्वेषश्चेह प्रकीर्तिता. १**

યોગરૂપ પ્રસાદની પ્રથમ ભૂમિકા રૂપ પૂર્વસેવા, શાસ્ત્રના જાણકારોએ, ગુરૂ, દેવ આદિનું પૂજન. ૧ સદાચાર. ૨ તપ. ૩ અને મુક્તિમાં અદ્વેષ ૪ ને આ યોગની વિચારણામાં નિરૂપણ કરેલ છે. ૧

શાસ્ત્રના જાણકારોએ, યોગમાર્ગની વિચારણામાં, યોગરૂપ મહેલની પ્રથમ ભૂમિકા રૂપે ગુરૂદેવઆદિનું પૂજન. ૧. સદાચાર. ૨. તપ. ૩ અને મુક્તિમાં અદ્વેષ. ૪ ને પૂર્વસેવા (પ્રથમ કરવાના કાર્ય તરિકે) કથન કરેલ છે.

## ગુરૂદેવ આદિનું પૂજન.

### ગુરૂ વર્ગ.

માતા, પિતા, કૂલાચાર્ય, માતા પિતાદિની જ્ઞાતિ, વૃદ્ધ એટલે શ્રુતે કરીને તથા દીક્ષા પર્યાયે તથા વયેવૃદ્ધ, ધર્મોપદેશક એ ગુરૂ વર્ગ માનેલો છે.

### ગુરૂ વર્ગનું પૂજન.

આ ગુરૂ વર્ગનું પૂજન તે, તેમને ત્રણ કાળ (સવાર, બપોર અને સાંજ) નમસ્કાર કરવા રૂપ સમજવું. ગુરૂવર્ગને ત્રણ કાળ નમસ્કાર કરવો. સાક્ષાત્ નમસ્કાર કરવાનો પ્રસંગ દૂર આદિના કારણે ન બને તો, તેમની દશ્ય મૂર્તિને અથવા તે ન હોય, તેમને મનમાં આરોપણ કરીને પણ નમસ્કાર કરવો. તેઓ આવતા હોય તો ઉભા થઈ જવું. આસન આપવું. પાસે ઉભા રહેવું. અને બીજી જરૂરીયાત જેવી સેવા–વિનય કરવો. અપવિત્ર સ્થાને તેમના નામનો ઉચ્ચાર ન કરવો. અને પ્રતિપક્ષીઓ તરફથી બોલાતા તેમના અવર્ણવાદ ન સાંભળવા. શક્તિ હોય તો તેમને બોલતા

બંધ કરવા. તેના અભાવે તે સ્થળેથી પોતે દૂર ખસી જવું. પોતાની શક્તિ અનુસારે ઉત્તમ વસ્ત્ર, અલંકાર અને ભોજનાદિ તેમને આપવાં. પરલોકમાં હિતકારી દેવ, ગુરૂ, અતીથિ, દીન અને અનાથાદિની સેવા તથા મદદ આપવાવાળાં કાર્યો નિરંતર તેમની પાસે કરાવવાં.

તેઓને જે સંમત ન હોય તેવા વ્યવહારનો ત્યાગ કરાવવો. તેમને ઈષ્ટ હોય તેવા વ્યવહારમાં પ્રવૃત્તિ કરાવવી.

આ ત્યાગ અને પ્રવૃત્તિ ઉચિતતા પૂર્વક કરાવવી. ઉચિતતા તેને કહે છે કે જે કાર્ય કરવાથી ધર્મઆદિ પુરૂષાર્થને હાની ન પહોચે. જો તે પ્રવૃત્તિ કે નિવૃત્તિથી ધર્માદિ પુરૂષાર્થને બાધ આવતો હોય તો તેનાથી નિવૃત્ત થવું પણ પુરૂષાર્થની આરાધનામાં તત્પર રહેવું; કેમકે પુરૂષાર્થ આરાધનનો વખત મળવો દુર્લભ છે.

તે ગુરૂ વર્ગનાં આસન, શય્યા, ભોજનપાત્રાદિ પોતે ન વાપરવાં. તેમના દેહ ત્યાગ થયા પછી દેવનાં સ્થાન રૂપ તીર્થોમાં તેમનું દ્રવ્ય વાપરી નાખવું. પોતે જો તેનો ઉપભોગ કરે તો ગુરૂ વર્ગના મરણમાં અનુમોદનનો પ્રસંગ સંભવે છે. તેમનાં કરાવેલાં દેવાદિની પૂજાને માટે બંદોબસ્ત કરાવવો, અને તેમના મરણ સંસ્કારની ક્રિયા આદરપૂર્વક કરવી.

ધર્મની શરૂઆત આ પ્રમાણે થાય છે. આ ધર્મ તે તાત્વિક ધર્મ નથી, પણ ધર્મ પ્રાપ્ત થવા પહેલાં તેની યોગ્યતા મેળવવાની શરૂઆત છે. ઘરના આંગણાથી શરૂ થતી આ નાની સરખી શરૂઆત પણ જેઓ કરી શકતા નથી, તેઓ ભવિષ્યમાં મહાન્ ગુરૂઓને મેળવી શકે કે તેમને ઓળખી શકે અથવા તેમની સેવાનો લાભ લઇ શકે તે વાત સ્વપ્ને પણ સંભવી શકતી નથી. આ શરૂઆતના સંસ્કારોજ આગળ ઉપયોગી નિવડે છે. માટે આ ગુર્વાદિના વિનય, પૂજન આદિ કાર્યની શરૂઆત પ્રથમ કરવી.

## ૨ દેવ પૂજા વિધિ.

આરાધન કરવા યોગ્ય દેવની પૂજા, જાઇઆદિના પુષ્પો વડે, પકવાન્, ફલાદિ ઉપહાર ( આગળ ધરવા ) વડે, વસ્ત્રો વડે અને સુંદર સ્તોત્રો વડે આદરપૂર્વક કરવી. પૂજા કરતાં શરીર, વસ્ત્ર અને વ્યવહાર શુદ્ધિ રાખવા સાથે શ્રદ્ધા અને બહુ માનથી પૂજા કરવી.

## કયા દેવની પૂજા કરવી ?

જેને જે દેવ ઉપર વિશેષ શ્રદ્ધા હોય તે દેવની પૂજા કરવી. સાધારણ રીતે વીતરાગ, બુદ્ધ, હર, હરિ, બ્રહ્માદિ દેવો દુનિયામાં પ્રભુ તરીકે મનાય છે. આ પૂર્વસેવામાં જોડનાર મનુષ્ય મતિમોહાદિ કારણોને લઇ કોઇપણ વિશેષ

ઉપકારક દેવનો નિશ્ચય કરવાને સમર્થ થયેલ નથી, એટલે શરૂઆતમાં સર્વ દેવોનું ગૌરવ કરવા વડે તેમને માનવા, પૂજવા યોગ્ય ગણે છે. અને તેથી આ તેનું આરાધન તેને હાલ તરત માટે ઉપયોગી છે.

જેઓ કોઇપણ એક દેવનો શરૂઆતમાં આશ્રય ન કરતાં, મધ્યસ્થ પરિણામે સર્વ દેવોને નમસ્કાર કરે છે તેઓ જીતેંદ્રિય થઇ ક્રોધાદિકનો પરાભવ કરતા હોવાથી, નરકપાતાદિ વ્યસનનો પાર પામે છે, મતલબકે તેઓ નરકાદિ ખરાબ ગતિમાં જતા નથી.

આ સ્થળે કોઇ શંકા કરે કે લોકની અંદર જે જે દેવો મનાય છે તે સર્વે કાંઈ મોક્ષ માર્ગને અનુકુળ આચરણવાળા હોતા નથી. તો પછી તેમને અવિશેષ ( સામાન્ય રીતે ) શામાટે નમસ્કાર કરવો ?

તેનું સમાધાન આ પ્રમાણે છે કે, ચારીસંજીવનીના દૃષ્ટાંતે ( સંજીવની ઔષધીનો ચારો ચરાવવાના ન્યાયે ) સામાન્ય રીતે સર્વ દેવને નમસ્કાર કરવાનો ઉપદેશ શરૂઆતમાં મહાન્ પુરૂષોએ આપેલો છે, અને તેમ કરવામાં તે તે જીવોનું હિત સમાયેલું જોવામાં આવે છે. દૃષ્ટાંતથી આ વાત વધારે સ્પષ્ટ થશે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

સ્વસ્તિમતિ નગરીમાં એક બ્રાહ્મણની પુત્રી તેની સખી

સાથે રહેતી હતી. આપસમાં તેમને ઘણો પ્રેમ હતો. તેમનો વિવાહ જુદા જુદા સ્થળે થવાથી તે બન્ને આખરે જુદી પડી; એક દિવસે પોતાની બ્હેનપણીને મળવા બ્રાહ્મણની પુત્રી તેણીને ઘેર ગઈ ત્યાં તે સખીને વિષાદના સમુદ્રમાં ડુબેલી દેખી તેનું કારણ પૂછયું. તેણીએ જવાબ આપ્યો. બ્હેન! હું પાપની રાશી તુલ્ય છું, નહિતર પતિને અણમાનીતિ શા માટે થાઉં? તેને દીલાસો આપતાં બ્રાહ્મણની પુત્રીએ કહ્યું. બ્હેન! વિષ અને વિષાદમાં તફાવત નથી, માટે ખેદ ન કર. મારી પાસે એક જડીબુટ્ટી છે તેથી તારા પતિને બળદ બનાવી શકાશે. એમ કહી તે બુટ્ટી તેને આપીને તે બ્હેનપણીથી જુદી પડી પોતાને ઘેર ગઈ. ભાવી પરિણામનો વિચાર ન કરતાં પતિને સ્વાધીન કરવાના ઉપાયથી ખુશી થતી તેણીએ પતિને ખવરાવીને બળદ બનાવી દીધો. બળદ થવા પછી ઘરનાં દરેક કાર્યમાં તેને અસમર્થ જાણી તે સ્ત્રીને ઘણો પશ્ચાત્તાપ થયો. તેના પોષણની ચિંતા પણ તેણીને માથે આવી પડવાથી તેને લઇ વનમાં ચારો ચરાવવા નિત્ય તે જતી હતી. એક દિવસે વડના ઝાડની નીચે આ સ્ત્રી બેઠી હતી અને તેનો પતિ બળદ આજુબાજુ દૂરના ભાગમાં ચારો ચરતો હતો. એ પ્રસંગે વડની શાખામાં વિશ્રાંતિ લેવા બેઠેલા વિદ્યાધર અને તેની પત્નીને આ પ્રમાણે વાર્તાલાપ કરતા તે સ્ત્રીના સાંભળવામાં આવ્યા. વિદ્યાધર પોતાની પત્નીને કહેછે કે, આ બળદ જે ચારો

ચરી રહ્યો છે તે સ્વભાવિક બળદ નથી પણ બનાવટી છે. વિદ્યાધરની પત્નીએ પ્રશ્ન કર્યો કે આ બળદ તેના સ્વભાવિક પુરૂષના રૂપમાં પાછો કેવીરીતે આવી શકે ? વિદ્યાધરે કહ્યું તેણે જે જડીબુટ્ટી ખાધી છે તેના વિરૂદ્ધની બીજી બુટ્ટી ખાવાથી. સ્ત્રીએ કહ્યું તે બુટ્ટી કયાં હશે ? વિદ્યાધરે કહ્યું આ વડના વૃક્ષની નીચે તે ઉગેલી છે. આ પ્રમાણે બોલ્યા પછી તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં. નીચે બેઠેલી સ્ત્રી કે જેણે આ વાર્તા બરોબર ધ્યાન પૂર્વક સાંભળી હતી તેને પોતાના કર્તવ્યનો પશ્ચાત્તાપ થતો હતો તે તરતજ ત્યાંથી ઉભી થઇ અને વડની નીચે તપાસ કરવા લાગી પણ વડ નીચેતો અનેક પ્રકારની વનસ્પતિ ઉગેલી હતી તેથી સાચી બુટ્ટી બળદમાંથીમનુષ્ય બનાવે તેવી કઇ હશે તેનો નિશ્ચય તે કરી શકી નહિં છેવટે તેણીએ નિશ્ચય કર્યો કે તે બુટ્ટી આંહી છે પણ હું તેને જાણી શકતી નથી કે તે બુટ્ટી કઇ છે ? માટે વડ નીચેની બધી બુટ્ટીઓ તેણે ખેંચી કાઢી અને તે બળદ–પતિને–ખવરાવી તેમાં સાચી મૂળીકા આવી જવાથી તે ખાતાંજ બળદ પોતાના ખરા રૂપમાં મનુષ્ય તરિકે પાછો પ્રગટ થયો.

જેમ મૂળીકાના ખરા ભેદને નહિં જાણવા છતાં બધો ચારો ખાતાં તેનું પરિણામ–સત્ય સ્વરૂપની પ્રાપ્તિમાં આવ્યું, તેમ ધર્મગુરૂ, પશુપ્રાય મનુષ્યને–શિષ્યને–વિશેષ

પ્રકારે દેવાદિ સ્વરૂપ જાણવામાં અસમર્થ સમજી, અત્યારે અયોગ્ય જાણી, સામાન્ય રીતે દેવપૂજાદિ વિધિમાં પ્રવૃત્તિ કરાવવા છતાં, તેનું ભાવી પરિણામ વિશેષ સાધ્યની સિદ્ધિમાં લાવે છે.

વિશેષ સમજવાની શકિત વિના જો તેને વિધિ, નિષેધ કરવા–સમજાવવા પ્રયત્ન કરે તો તેની સામાન્ય ધર્મ ઉપરની શ્રદ્ધામાં પણ વિક્ષેપ થાય, અને ખરા ખોટાનો નિર્ણય ન કરી શકતાં ઉભયથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ પણ આવે. તેથી શરૂઆતમાં સામાન્ય રીતે તેને જે દેવ ઉપર શ્રદ્ધા હોય તે શ્રદ્ધા, ન ઉખેડતાં તે, અને તે સિવાય બીજા બધા દેવને નમસ્કારાદિ કરવાનો ઉપદેશ આપે. અને તેમ કરી એકજ સ્થળે કદાગ્રહ ન બાંધવા દેતાં સર્વે સ્થળેથી સાંભળવાનાં અને સમજવાનાં દ્વાર ખુલ્લાં રાખે કે તેમાંથી તેને સત્ય મેળવવું સુલભ થઇ પડે.

## વિશેષમાં પ્રવૃત્તિ ક્યારે કરાવી શકાય ?

બીજા દેવોનાં જીવન ચરિત્રો, તેમનાં કર્ત્તવ્યો, તેમના ગુણો વિગેરે જાણવા પછી બીજા દેવો કરતાં **વીતરાગદેવમાં** તેઓથી વિશેષ ઉત્તમ ગુણો છે, આવો બોધ જ્યારે તેને થાય, આવો તફાવત તેના સમજવામાં આવે, તે સંબંધી તર્ક, વિતર્કો કરે ત્યારે ગુણાધિક વીતરાગદેવનું

પૂજન આદિ કરવાને કહેવું. છતાં આટલી સાવચેતી તે સાથે રાખવી (કે તેને સાવચેતી આપવી) કે તું હવેથી જે દેવનું પૂજન કરે છે તે સિવાયના બીજા કોઈપણ દેવ ઉપર તારે મત્સર, ઈર્ષ્યા કે દ્વેષ કરવો નહિં. તે દ્વેષાદિ કરવાની ભૂલ કરતો હોય તો અટકાવવો જોઈએ, નહિંતર આ દ્વેશ, ઈર્ષ્યાદિ દોષને લઇ તે શિષ્ય આગળ વધતો અટકી જાય છે.

શરૂયાતમાં મધ્યસ્થ દૃષ્ટિએ સર્વ દેવને નમસ્કાર કરવાથી જે શુભ અધ્યવસાય થાય છે, તેનાથી મોક્ષ માર્ગમાં પ્રવેશ કરવાના કારણુ રૂપ શુદ્ધ દેવની ભકિત આદિ ફળનો ઉદય થાય છે. એટલે સામાન્ય દષ્ટિવાળા જીવોનું શરૂયાતનું કર્ત્તવ્ય સર્વથા નિરર્થકતો નથીજ થતું. વળી જ્યારે ગુણ આચરણુ ઇત્યાદિ કારણે દેવની અધિકતા સમજાય ત્યારે પૂર્વનો ત્યાગ કરી વિશેષ લાભાર્થી ગુણાધિકની સેવા અંગીકાર કરેજ, એતો વગર કહે પણ સમજાય તેવું છે.

ગુણોમાં અધિક દેવનો સ્વીકાર કર્યા પછી ઓછા ગુણુવાળા દેવો ઉપર દ્વેશ ન કરવો કે તેમની નિંદા પણ ન કરવી. કેમકે જીવોની ભૂમિકા અનુસારે સર્વ કોઇ દેવ થોડા કે ઝાઝા ઉપયોગી તો છેજ. પોતાને તેની ઉપયોગીતા ન જણાય તેથી દુનિયામાં તે સર્વથા નિરૂપયોગીજ છે એમ ન સમજવું. શરૂયાતના થોડી બુદ્ધિવાળા જે તે દેવને માટે લાયક છે, તેમને માટેતો તે ઉપયોગી છે.

## (क) દાન.

### પાત્રદાન.

પોષણ કરવા યોગ્ય માતા, પિતા, સ્ત્રી, વિધવા બ્હેન, નાના પુત્રો અને પુત્રીઓ આદિ મનુષ્યોના પોષણમાં, વાંધો ન આવે તેવી રીતે સુપાત્રમાં અને દીન, દુઃખી આદિને, પોતાના વૈભવ અનુસાર વિધિ પૂર્વક દાન આપવું. વિધિપૂર્વક કહેવાનો ઉદ્દેશ એ છે કે, દેવાવાળાને તથા લેવાવાવાળાને ધર્મમાં બાધાકારી થાય તેવાં હળ, મુશળ, શસ્ત્રાદિ દાન તરીકે ન આપવાં.

**સત્પાત્રનો** અર્થ એવો સમજવોકે જેઓ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહાદિ વ્રતોનું પાલન કરતા હોય, હાથે રાંધતા ન હોય, રંધાવતા ન હોય, તથા અનુમોદનાદિ કરવાના આરંભથી નિવૃત્ત થયેલા હોય અને પોતાના સિદ્ધાંતમાં કહ્યા અનુસાર નિરંતર જ્ઞાન, ધ્યાનાદિ તથા ક્રિયા અનુષ્ટાન કરતા હોય તે સુપાત્ર કહેવાય છે.

**દીન.** સર્વ પ્રકારે પુરૂષાર્થ કરવાની શક્તિઓ જેની ક્ષીણ થઇ ગઇ છે–નાશ પામીછે તે દીન કહેવાય છે.

આંધળા, જેઓ નેત્રો વિનાના હોય છે, જેમને જોતાં સ્વાભાવિકજ દયા ઉત્પન્ન થાય એવા વ્યાધિથી પીડાએલા, કોઢાદિ રોગથી પરાભવ પામેલા હોય, જેઓ અત્યંત

નિર્ધન હોય, પોતાના નિર્વાહ કરવાના કામમાં તદ્દન અસમર્થ હોય, એવા પ્રાણિઓના સમુદાયને પોતાની શક્તિ અનુસાર દાન આપવું-મદદ આપવી.

આવા પ્રકારનું દાન બન્નેને ઉપકારી થાય છે. માટે **પાત્ર** મળતાં તે દાન આપવાને **જરાપણ ઢીલ ન કરવી.** આવું દાન આપવું તે કલ્યાણના માર્ગનું પહેલું પગથીઉં છે, દારિદ્રનો નાશ કરનાર છે, અંતરાય કર્મને તોડનાર છે, દુર્ગતિને દૂર કરનાર છે, પ્રીતિનું વધારનાર છે, જીવોને શાંતિ પમાડનાર સાધન છે, કીર્તિનો વધારો કરનાર છે, મનને આનંદ કરનાર છે અને સૌભાગ્યાદિ સુખના હેતુ-ભૂત આદાન છે.

## સદાચાર.

લોકોમાં અપકીર્તિ થાય તેવાં નઠારાં કામ ન કરવાં. જેની દુનિયામાં અપકીર્તિ થાય છે તે મનુષ્ય જીવતાં છતાં મરણ પામ્યા સરખો છે. એટલે લોકાપવાદ ન થાય તેની સાવચેતી રાખી દુનિયામાં પ્રવૃત્તિ કરવી. ૧

દીન, અનાથ, પંગુ, અશકત, આફતમાં સપડાયેલ ઈત્યાદિનો ઉદ્ધાર કરવામાં આદર રાખવો. તેને જેમ બને તેમ મદદ કરી પોતાનાં ધન અને શારીરીક શકિતનો સદ્દઉપયોગ કરવો. ૨

કોઇએ પોતાને થોડો પણ ઉપકાર કર્યો હોય તો તે માણસને જાણવો, તેનો ઉપકાર ભૂલી ન જવો, અને વખત આવ્યે બદલો વાળી આપવાનું પણ ભૂલવું નહિં. ૩

દાક્ષીણ્યતા રાખવી. અધર્મના કામમાં કોઇ પ્રવૃત્તિ કરાવવા ઇચ્છતા હોય ત્યાં દાક્ષીણ્યતા ન રાખવી તે ઉત્તમ કાર્ય છે, પણ લોકોપકારક કાર્ય હોય અને જેમાં ધર્મને બાધ આવતો ન હોય છતાં આપણા સ્વાર્થને કે કાર્યને સહેજ બાધ આવતો હોય તો તે બાધની ઉપેક્ષા કરીને પણ તે કાર્ય કરી આપવું.

**પરોપકારી થવું.** જેઓ ગંભીર સ્વભાવના, ધીરતાવાળા, અને ઇર્ષા વિનાના હોય છે તેઓતો સ્વભાવિક રીતેજ પરોપકાર કરવામાં આદરવાળા હોય છે, તેમને પ્રેરણા કરવાની જરૂર પણ રહેતી નથી. ૫

**નિંદા ન કરવી.** ઉત્તમ, મધ્યમ કે અધમ. સર્વ કોઇ મનુષ્યોના સંબંધમાં નિંદાનો ત્યાગ કરવો, નિંદા પોતાના દોષોની કરવી, કે જેથી તેમાં સુધારો થાય. ૬

**ગુણોનું અનુમોદન.** જે ઉત્તમ જીવન ગાળનારા મહાન્ પુરૂષો છે, જેઓનું આચરણ પવિત્ર અને ન્યાયી છે, જેઓ ધર્માત્મા છે તેમના સદાચારવાળા ગુણોની પ્રશંસા કરવી. તેમના ગુણોની અનુમોદના કરવાથી તે તે ગુણો પોતામાં આવે છે. ૭

**દુઃખ વખતે દીનતા ન કરવી.** મનુષ્ય જીવન એક સરખી રીતે કોઇનું પસાર થતું નથી. પૂર્વ કર્મ સંયોગે દુઃખ, કષ્ટ કે આફત આવી પડે તો દીનતા ન કરવી, પણ ધીરજ રાખી તેનો પાર પામવો. કોઈપણ દુઃખ કાયમ ટકી રહેતું નથી. દિવસ અને રાત્રિની માફક સુખ દુઃખનાં ચક્રો મનુષ્યોના ઉપરથી બદલાયાંજ કરે છે. દુઃખ એ મનુષ્યોની કસોટી છે. દુઃખ મનુષ્યોને શુદ્ધ કરવા માટે આવે છે. આગળ વધારવા આવે છે. દુઃખના વખતમાં મનુષ્યોની જે શકિતઓ ખીલે છે તેવી સુખના વખતમાં ભાગ્યેજ વધે છે. માટે હિમ્મત રાખી દુઃખથી પાછા ન હઠતાં તેને આવકાર આપવો. અને તેની મદદથી આત્માની ગૂઢ શકિતઓ બ્હાર લાવવી. ૮

**સંપત્તિના પ્રસંગે ગર્વ ન કરવો.** વૈભવ પ્રાપ્તિના પ્રસંગે ઉદ્ધતાઈ ન કરવી, પણ નમ્રતા રાખવી. વાદળની છાયાની માફક સંપત્તિ કાયમ ટકી રહેનાર નથી. સંયોગની સાથે–પાછળ અવશ્ય વિયોગ હોય છેજ. લક્ષ્મી, અધિકાર, ઇષ્ટ સમાગમ અને માન આદિ પુન્ય પ્રકૃતિને આધિન છે. પુન્ય પ્રકૃતિ પૂર્ણ થતાં તે બધાની પૂર્ણાહુતી થાય છે માટે વિયોગશીળ સંપત્તિનું અભિમાન શું કરવું ? ૯

**ઘણું થોડું બોલવું.** જરૂરીયાતના પ્રસંગે ઉપયોગ

પુરતુંજ બોલવાની ટેવ રાખવી. જે મનુષ્ય પ્રસંગ આવે ત્યારેજ અને તેમાં પણ દેશ, કાળ, બળ, અબળ, લાભ, અલાભનો વિચાર કરીને ઘણુંજ થોડું બોલે છે, તેને કોઇ વખત નુકશાન થતું નથી. વધારે બોલબોલ કરનારની અને વખત આવ્યા વિના વાત કરનારની સાચી વાત પણ કેટલીક વખત મારી જાય છે અને નુકશાન સહન કરવું પડે છે તે જુદું. માટે જરૂરીયાત જેટલું અને પૂર્વાપર વિચાર કરીને બોલવાની ટેવ રાખવી. ૧૦

**સત્ય પ્રતિજ્ઞા.** વ્રત, નિયમાદિ જે ગ્રહણ કર્યા હોય તે બરોબર પાળવાં. અંગીકાર કરેલા કાર્યનો બરોબર નિર્વાહ કરવો. કોઇને કાર્ય કરી આપવાનું કે મદદ કરવાનું વચન આપ્યું હોય તો ભંગ ન કરવો. પ્રતિજ્ઞાથી ભ્રષ્ઠ થનાર મનુષ્યના જેવો બીજો કોઇ હલકો ગણાતો નથી, છતાં તેમાં એટલો અપવાદ છે કે, ક્રોધાદિના આવેશમાં કોઇને નુકશાન કરવાની કે, કોઇનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી હોય યા તેવું કાંઇ બોલાયું હોય અને ક્રોધાદિ શાંત થવા પછી જો પોતાની પ્રતિજ્ઞા ભૂલ ભરેલી લાગતી હોય અથવા બીજા ડાહ્યા મનુષ્યોનો સમુદાય તે કામ માટે નિષેધ કરતો હોય તો તે પોતાની ભૂલને વળગી રહેવામાં જરાપણ દુરાગ્રહ કે કદાગ્રહ ન કરવો. ૧૧

**કુલાચાર.** પોતાના કુલધર્મમાં જે જે સદાચારો

ચાલ્યા આવતા હોય તેનું સારી રીતે પાલન કરવું, પણ ધર્મ માર્ગમાં વિઘ્ન રૂપ કુલાચાર હોય તો તેનો ત્યાગ કરવા માટે જરાપણ ઢીલ કે આનાકાની ન કરવી. ૧૨

**સદ્વ્યય.** દેવ પૂજન આદિ યોગ્ય કાર્યમાં લાગણી-ઉત્સાહ પૂર્વક ધનનો ખરચ કરવો; પણ ધર્માદિ પુરૂષાર્થમાં ઉપયોગી ન થઇ શકે તેવા અસદ્ વ્યયનો ત્યાગ કરવો, મતલબકે વિશેષ ફળ દાયી કાર્યમાં ધન ખરચવું. ૧૩

**મદિરાદિ ત્યાગ.** માંસ, મદીરા (દારૂ), પરસ્ત્રી, વેશ્યા, શિકાર, જુગાર, ચોરી એ સાત મોટાં વ્યસનો, પાપને આપવાના માર્ગો છે માટે તેનો ત્યાગ કરવો. ૧૪

**વ્યવહાર.** ઘણા મનુષ્યોમાં રૂઢી રૂપ થઇ પડેલો છતાં ધર્મના માર્ગમાં વિરોધ રૂપ ન હોય તેવો વ્યવહાર સાચવવો. પોતાના અને પરના પક્ષમાં સર્વ સ્થળે ઉચિત આચારનું પાલન કરવું. ૧૫

કુળમાં દૂષણ લાગે તેવા નિંદ્ય કાર્યમાં કંઠે પ્રાણ આવે તોપણ પ્રવૃત્તિ ન કરવી. ૧૬

આ સર્વ સદાચાર છે. આ શિવાય પણ અનેક સદાચારો છે તેનું સારી રીતે પાલન કરવાથી વિશુદ્ધિ વધવા સાથે યોગ્યતામાં વધારો થાય છે.



ॐ

## તપશ્ચર્યા કરવી.

तपोपि च यथाशक्ति कर्त्तव्यं पापतापनम्
आदि धार्मिक योग्यं स्यादपि लौकिकमुत्तमम् १

પાપને તપાવનાર તપ પણ યથાશકિત કરવું. લૌકિક તપ પણ શરૂઆતના ધર્મમાં જોડાનાર માટે યોગ્ય છે, પણ તે તપમાં આલોક સંબંધી કે પરલોક સંબંધી કાંઇ આશંસા-ઈચ્છા ન હોય અને ક્રોધના ત્યાગપૂર્વક તથા બ્રહ્મચર્યના પાલન પૂર્વક કરાય, તો તે હિતકારી છે.

આ તપ વિવિધ પ્રકારનું છે. છતાં તે બધાનો ઉદ્દેશ કેવળ પાપનો નાશ કરવાનો હોવાથી પોતાની યોગ્યતાના પ્રમાણમાં કરવું. શકિત ઓળંગી, દેહનો નાશ થાય, પરિણામનો ભંગ થાય, અને લાભને બદલે હાનિ થાય, તેવું તપ કરવાથી ફાયદો થતો નથી.

અજવાળીયાંના (શુદના) પડવાથી એક એક કોળીઓ ભોજન વધારતા જવું. પુનમને દિવસે પન્નર કોળીઆ જમવું. અંધારા પખવાડીયામાં એક એક કોળીઓ ઓછો કરતાં છેવટે અમાસને દિવસે ઉપવાસ કરવો, તેને **ચાંદ્રાયણ તપ** કહે છે. ૧

એક મહીનાના ઉપવાસ કરવા તેને **મૃત્યુઘ્ન તપ** કહે છે. તે સાથે પરમેષ્ટી નમસ્કારવાળા મૃત્યુંજયમંત્રનો જાપ કરતા રહેવું. ૨

જે જે જાતનાં પાપ લાગ્યાં હોય તે તે પાપનો નાશ કરવાના નિમિત્ત જાપ સાથે તપ કરવો તે **પાપ સૂદન** તપ કહેવાય છે. ૩

કોઇ સાધુનો દ્રોહ, ઘાત કર્યો હોય અથવા જ્ઞાનાવરણાદિ આઠ કર્મની અપેક્ષાએ તેનો તે તે પાપનો–કર્મનો–નાશ કરવા, વિવિધ પ્રકારનાં તપો કરવામાં આવે છે. પહેલે દિવસે ઉપવાસ કરવો–બીજે દિવસે એકાસણું કરવું–ત્રીજે દિવસે એક ઠેકાણે બેસી એક દાણો રાંધેલો ખાવો. પાણી પણ ત્યાંજ પીવારૂપ એકદાણાનું આંબેલ કરવું. ચોથે દિવસે પાણી અને આહાર એકજ વાર એક સ્થળે વાપરવા રૂપ એકલઠાણું કરવું. પાંચમે દિવસે પાત્રમાં જે વસ્તુ પહેલી પડે તે અને તેટલીજ ખાવી. છઠે દિવસે લુખીનીવી કરવી. સાતમે દિવસે આંબેલ કરવું. આઠમે દિવસે આઠમું એકાસણું (આઠ કોળીયા ખાવા રૂપ) કરવું. આ તપને **કર્મ-સૂદન** તપ કહે છે. (૧) બીજી રીતે પણ આ તપ થાય છે. પ્રથમ એક અઠમ (ત્રણ ઉપવાસ) કરવો. પછી એકાંતરે સાઠ ઉપવાસ કરવા–છેલ્લો અઠમ કરવો. આ તપમાં છાસઠ

ઉપવાસ અને બાસઠ પારણાં આવે છે. આ તપને પણ **કર્મસૂદન** તપ (૨) કહે છે. ૪

પ્રથમ દિવસે પુરિમઢ (અરધો દિવસ જવા પછી ખાવું તે) બીજે દિવસે એકાસણું, ત્રીજે દિવસે નીવી. ચોથે દિવસે આંબેલ. પાંચમે દિવસે ઉપવાસ કરવો. આમ પાંચ વાર કરવામાં આવે તે પચીસ દિવસનો **ઇંદ્રિય-જયતપ** કહેવાય છે. ૫

પહેલે દિવસે એકાસણું, બીજે દિવસે નીવી, ત્રીજે દિવસે આંબેલ, ચોથે દિવસે ઉપવાસ. આમ ચાર વાર કર-વાથી સોળ દિવસનો **કષાય જય તપ** કહેવાય છે. ૬

પ્રથમ દિવસે નીવી, બીજે દિવસે આંબેલ, ત્રીજે દિવસે ઉપવાસ. આ પ્રમાણે ત્રણ વાર કરવાથી નવ દિવસનો **યોગશુદ્ધિ** (મન, વચન, કાયાની) **રૂપતપ** કહેવાય છે. ૭

એક આંતરા ત્રણ ઉપવાસ કરવા, અથવા એકીસાથે ત્રણ ઉપવાસ કરવા તે **જ્ઞાન તપ** કહેવાય છે. આવીજ રીતે **દર્શન તપ** તથા **ચારિત્ર તપ** કરાય છે. ૮

પહેલે દિવસે ઉપવાસ, બીજે દિવસે એકલઠાણું (ખાતાં એક હાથ સિવાય બીજાં અંગો ચાલવા ન દેવા અને પાણી પણ એક સ્થાનેજ પીઇ લેવું તે) ત્રીજે દિવસે

આંબેલ, ચોથે દિવસે એકાસણું, પાંચમે દિવસે નીવી, છઠે દિવસે પુરિમઢ ( અરધો દિવસ જવા પછી ખાવું ) સાતમે દિવસે આઠ કોળીયા ખાવા. આ પ્રમાણે સાત દિવસે એક ઓળી થઇ આવું પાંચ વાર તપ પાંત્રીસ દિવસે પુરૂં થાય તે **પંચપરમેષ્ઠિ તપ** કહેવાય છે. ૯

પ્રથમ ઉપવાસ એક, પછી બીયાસણું એક, પછી આંબેલ એક, પછી એક બીયાસણું. (બેવાર ખાવાનું તે) પછી એક એક આંબીલ અને એક ઉપવાસ. આ પ્રમાણે ***સીતા તપ** કરવો તેને **કલંક નિવારણ તપ** કહેવામાં આવે છે. ૧૦

પહેલે દિવસે એકાસણું, બીજે દિવસે એક કોળીયો ખાવું. ત્રીજે દિવસે એકાસણું, ચોથે દિવસે બે કોળીયા ખાવું. પાંચમે દિવસે એકાસણું, છઠે દિવસે ત્રણ કોળીયા ખાવું. આમ આઠ કોળીયા સુધી ચડવું. એટલે સોળમે દિવસે આઠ કોળીયા જમવું. આ પહેલી ઓળી થઇ.

પછી બીજી ઓળીમાં પહેલે દિવસે નીવી. બીજે દિવસે પારણે નવ કોળીયા ખાવા. ત્રીજે દિવસે નીવી. ચોથે દિવસે દશ કોળીયા ખાવા. આમ ચડતાં સોળમે દિવસે સોળ કોળીયા ખાવા, એ બીજી ઓળી થઇ.

ત્રીજી ઓળીમાં પહેલે દિવસે આંબેલ કરવું. બીજે દિવસે સત્તર કોળીયા ખાવા. ત્રીજે દિવસે આંબેલ કરવું.

* આ તપ સીતાજીએ કરેલ હોવાથી તેને સીતા તપ કહે છે.

ચોથે દિવસે અઢાર કોળીયા ખાવા. એમ સોળમે દિવ
ચોવીશ કોળીયા ખાવા. એ ત્રીજી ઓળી થઇ.

ચોથી ઓળીમાં પહેલે દિવસે ઉપવાસ કરવો. બીઃ
દિવસે પચીસ કોળીયા ખાવા. ત્રીજે દિવસે ઉપવાસ કરવે
ચોથે દિવસે છવીશ કોળીયા ખાવા. આમ સોળમે દિવઃ
બત્રીશ કોળીયા ખાવા. એ ચોથી ઓળી થઇ.

આ પ્રમાણે ચોસઠ દિવસે આ તપ પુરૂ થાય હે
આ તપને **ચાર ગતિ નિવારણ તપ** કહે છે. **આ**
**તપમાં પરમાત્માનું સ્મરણ કરવા રૂપ જાપ કરવો**
**ॐ ह्रीं असिआउसानमः ॐ अर्हंनमः** ઇત્યાદિ મંત્રનો જા
તપશ્ચર્યાના દિવસોમાં સાથે સાથે કરવો. આ તપ અને જા
પાપ મળ શોધક છે, આપત્તિને દૂર કરનાર છે. તેતે જાતન
અપરાધના સ્થાનોથી મહાન્ સંવેગ પૂર્વક પાછા હઠવુ
તેનો પશ્ચાત્તાપ કરવો, અને તપ, જપ કરીને તે કર
બાળી નાખવું વિગેરે આ તપ કરવાનો ઉદ્દેશ છે. (૧

## મુક્તિનો દ્વેષ ન કરવો.

આ મુક્તિમાં દ્વેષ ન કરવા રૂપ યોગની ભૂમિ
શુદ્ધિનું ચોથું સાધન છે.

कृत्स्नकर्मक्षयान्मुक्तिर्भोगसंक्लेशवर्जिता
भवाभिनंदिनामस्यां द्वेषोऽज्ञाननिबंधनः १

## મોક્ષમાં દ્વેષ ન કરવો.

मुक्तो च मुक्त्युपायेच मुक्त्यर्थं प्रस्थिते पुनः
यस्य द्वेषो न तस्यैव न्याय्यं गुर्वादिपूजनम्. १

પૂર્વે કહી આવ્યા જે પૂર્વસેવા અર્થાત્ યોગ્યતા મેળવવાની શરૂઆત, તેની અંદર ગુર્વાદિકનું પૂજન કરવાદિ બતાવી આવ્યા તે ત્યારેજ સફળ થાય કે જ્યારે આ જીવને મોક્ષ તરફ, મોક્ષના ઉપાય તરફ અને મોક્ષાર્થે પ્રવૃત્તિ કરનાર કોઈપણ જીવ તરફ દ્વેષ ન હોય. દ્વેષ ન હોય એટલુંજ નહિં પણ તે ત્રણે ઉપર અતિ પ્રેમ હોય તોજ આ શરૂયાતનાં સાધનો ઉપયોગી છે.

મોક્ષ ઉપર દ્વેષ આવવાનું કારણ ભવાભિનંદી જીવોને એ હોય છે કે તેમણે ભવમાંજ આનંદ માનેલો છે. ભવ–સંસાર–તેનાં પોષક, વૃદ્ધિ કરનાર સાધનો પાંચ ઈંદ્રિયોના વિષયો છે. તે ભોગનાં સાધનો, પાંચ ઈંદ્રિયોના વિષયો અને તેમાં આસકિત તથા આ આસકિતથી ઉત્પન્ન થતું સુખ તથા વર્ત્તમાનકાળે કે ભાવિકાળમાં આ સુખની પાછળ લાગી રહેલ દુઃખ–કલેશ, તે મોક્ષમાં હોતો નથી; કેમકે

ભોગના કારણુ રૂપ સર્વ કર્મના ક્ષયથી મુકિત થાય છે, એટલે મુકિતમાં આ સાધનોનો ઉપભોગ ન હોવાથી ભવમાં આસકિત ધરાવનાર જીવો મુકિત તરફ દ્વેષ રાખે છે–તેનો તિરસ્કાર કરે છે. પણ આ તેમનું પ્રબળ અજ્ઞાન છે. મોક્ષમાં પૂર્ણ આનંદ છે.

મુકિત ઉપર દ્વેષ ધરનાર જીવે તેનું ખરૂં સ્વરૂપ જાણેલું હોતું નથી. જે વસ્તુ સ્વભાવથીજ સુંદર અને સુખરૂપ છે તેના ઉપર બુદ્ધિમાન જીવોને દ્વેષ થાયજ નહિં. આ દ્વેષ થવાનું મુખ્ય કારણ તે વસ્તુ સંબંધી તે જીવોનું અજ્ઞાનજ છે.

કોઇ શંકા કરે કે અખંડ સુખ સ્વરૂપ મુક્તિ ઉપર દ્વેષ કોને હોય ? અર્થાત્ નજ હોય. પણ એમ નથી. તે દ્વેષી મનુષ્યોના પ્રલાપો તે તે શાસ્ત્રોમાં આ પ્રમાણે લખેલા દેખાય છે.

**वरंवृन्दावनेरम्ये क्रोष्टुत्वमभि वाञ्छितं**
**न त्वेवा विषयो मोक्षः कदाचिदपि गौतमः १**

યમુના નદીના તટ પાસે મથુરાંના રમણીય ઉપવન વંદ્રાવનમાં શીયાળપણે ઉત્પન્ન થવાની અભિલાષા કરવી તે ઉત્તમ છે પણ હે ગૌતમ ! જેમાં કાંઇપણ ક્રિયા નથી.

વિષય નથી. એવા વિષય વિનાના મોક્ષની અભિલાષા કરવી તે ઠીક નથી.

આ પ્રમાણે માલવ નામના ઋષીએ પોતાના ગૌતમ નામના શિષ્યને આમંત્રણ કરીને કહેલ છે.

મોહનીય કર્મના તીવ્ર ઉદયને લઈ આત્મભાન ભૂલેલા જીવોને આ અનંત સંસારની વૃદ્ધિના કારણ રૂપ આ પ્રમાણે મુકિત ઉપર દ્વેષ હોય છે. ભવ્ય સ્વભાવવાળા જીવોને મોક્ષ ઉપર દ્વેષ નથી હોતો, પણ જેઓને મોક્ષ તરફ પ્રેમ હોય છે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે! તેવા જીવોમાં સંસારનું પરિભ્રમણ કરવામાં મદદગાર મળ-વાળી યોગ્યતા નાશ પામેલી હોય છે. તેઓ છેલ્લા પુદ્‌ગલપરાવર્ત્ત જેવા મોક્ષ જવાના નજીકના વખતમાં આવેલા હોય છે અને તીર્થંકર, ગણધરાદિ પદની પ્રાપ્તિ કરી મોક્ષે જવાની તૈયારીવાળા હોય છે.

જેઓ મોક્ષ તરફ પ્રેમની લાગણીવાળા હોય છે તેઓના મન, વચન, શરીરની પ્રવૃત્તિ મોક્ષના આરાધન-વાળી હોય છે. સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, સમ્યગ્ ચારિત્ર એ ત્રણે મોક્ષનો ઉપાય છે તેનો વિનાશ થાય તેવી પ્રવૃત્તિ તેમની કદી હોતી નથી.

આ વાત સ્વભાવથીજ સિદ્ધ છે કે, વિધિપૂર્વક કોઈ-

પણ જાતની આરાધના કરવાથી તે જાતનું ઇષ્ટ ફળ મળે છે પણ તેની વિરાધના કરવાથી અનર્થની પ્રાપ્તિ થાય છે. આ ન્યાયે મુક્તિના ઉપાયોનું આરાધન કરવાથી અતિ ઉત્તમ ફળ મળે છે, ત્યારે તેની વિરાધના કરવાથી નરક પાતાદિ અધોગતિમાં જવા રૂપ ફળ મળે છે.

જેમ ઉંચા પર્વત પર આરૂઢ થઇને તે ઉપરથી એકદમ નીચું પડતું મૂકવાથી અનર્થની પ્રાપ્તિ થાય છે, અથવા વિષમિશ્રિત અન્નના ભક્ષણથી થતી તૃપ્તિ અનર્થ માટે થાય છે. તેમ મુક્તિના ઉપાયો ઉપર દ્વેષ કરવાથી અનર્થની પ્રાપ્તિ થાય છે.

જેમ શસ્ત્ર, અગ્નિ અને ક્રુર જાનવારો વ્યાઘ્ર, સર્પ સીંહાદિ ને વિપરીત પકડવાથી તેનું પરિણામ સારૂં આ-વતું નથી, તેમ એક બાજુ મુક્તિના ઉપાય તરફ દ્વેષ ભાવ ધારણ કરવો, અને બીજી બાજુ વ્યવહારિક સુખ માટે ઉપરચોટીયું સાધુ જીવન ગાળવાનો આગ્રહ કરવો, તેનું પરિણામ ભાવી કલ્યાણ રૂપ કદી થતું નથી.

આંહી કોઈને શંકા થશે કે સંસારીક સુખની ઇચ્છાથી સાધુ જીવન ગુજારનારને દેવાદિ ભવની પ્રાપ્તિનો લાભ મળે છે છતાં તમે તેનું પરિણામ અકલ્યાણ રૂપ શામાટે કહો છો ?

તે શંકાનું સમાધાન આ પ્રમાણે થઈ શકે છે કે, શુદ્ધ આચરણવાળા સાધુ પુરૂષોનો ચક્રવર્ત્તિ આદિ રાજાઓ પૂજન, નમન, સ્તુત્યાદિ કરતા દેખીને, તે પૂજાદિ મેળવવાની ઈચ્છાથી અથવા તેવાંજ બીજાં સંસારિક સુખની ઈચ્છાથી સમ્યગ્ દર્શનથી ભ્રષ્ટ થયેલા અથવા પુદ્ગલાનંદી કે ભવાભિનંદી ( પુદ્ગલમાં કે ભવમાં આનંદ માનનાર ) જીવો સાધુ જીવનવાળું–બાહ્યથી–ઉપરથી ચારિત્ર પાળીને વધારામાં વધારે નવગ્રૈવેયક સુધીના દેવો પણે ઉત્પન્ન થાય છે, તે દેવીભૂમિને મેળવવા છતાં તેમનું તે જીવન પ્રશંસા પાત્રતો નથીજ. કારણ કે તે સાધુ જીવનનું ફળ સંસારના કારણ રૂપ મળને ઘટાડો કે અંતરંગ પરિણામની વિશુદ્ધિમાં આવતું નથી. જેમ કોઈ મનુષ્યે ચોરી કરીને કે જુગાર રમીને અથવા સ્વામીદ્રોહ, વિશ્વાસઘાતાદિ કરીને અન્યાયથી ધન પેદા કરેલું હોય તો તે ધન પ્રશંસાપાત્ર નથી કહેવાતું, કારણકે તેનું ભાવી પરિણામ વિરસ–દુઃખના રૂપમાં આવે છે. તેમજ તે દેવભૂમિમાં ગયેલા ભવાભિનંદી કે પુદ્ગલાનંદી જીવોના કર્ત્તવ્યમાં નિર્વાણ પદની પ્રાપ્તિના બીજનો અભાવ હોવાથી મિથ્યાત્વ મોહને પોષણ મળે તેવાં કારણો વિશેષ પ્રકારે ઉત્પન્ન કરે છે. તેને લઇ અકાર્યમાં નિઃશંકપણે પ્રવૃત્ત કરે છે અને છેવટે આ કર્મના અધિક બોજાને લઈને અધમ ગતિમાં જઈ પડે છે. એટલે વર્ત્તમાનકાળના સુખ તરફ દૃષ્ટિ આપવાની સાથે ભાવી-

પરિણામ તરફ લક્ષ આપતાં આ દેવભૂમિમાં તેવા જીવોનું જવું તે પ્રશંસા પાત્ર નથી.

વળી આ નવગ્રૈવેયકાદિ દેવભૂમિની પ્રાપ્તિ જે ભવાભિનંદી આદિ જીવોને થાય છે તેમાં મુખ્ય કારણ એ છે કે તે જીવોને મુકિત ઉપર કે તેનાં સાધનો ઉપર અથવા તે સાધન કરનાર જીવોના ઉપર દ્વેષ હોતો નથી. એટલે આ દ્રવ્ય સાધુ જીવનમાં જે તત્ત્વ અથવા શકિત રહેલી છે તે આ મુકિત ઉપર દ્વેષ ન હોવો તેજ છે. એકલી દ્રવ્ય ક્રિયા હિતકારી નથી, કીંતુ મુક્તિ ઉપર દ્વેષ ન હોવાના કારણને લઈને દ્રવ્ય ક્રિયાવાળા દેવભૂમિમાં ઉત્પન્ન થવા રૂપ સુખના ભોકતા થાય છે.

આ કારણથી ઉપર જણાવવામાં આવ્યું છે કે, જેને મુકિત આદિમાં દ્વેષ નથી, તેનું ગુવાદિ પૂજન વિગેરે અનુષ્ટાન યોગ્ય છે. તે સિવાય તે અનુષ્ટાન ભાવી હિતકર નથી. તેમાં વિશેષ દોષો રહેલા છે. જેમાં વિશેષ દોષો રહેલા હોય તેનું થોડું સારૂં અનુષ્ટાન તે સારૂં કહેવાયજ નહિં. દૃષ્ટાંત ઉપરથી આ વાત વિશેષ સ્પષ્ટતાથી સમજાશે.

એક ભિલ્લે, કોઇ પાસેથી ધર્મ શાસ્ત્રનું એક વચન સાંભળ્યું કે, તપસ્વી સાધુઓનો આપણા પગથી સ્પર્શ કરવો તે મહા અનર્થ રૂપ નીવડે છે. મતલબ કે સાધુ

પુરૂષોના શરીરને આપણો પગ અડકાડવો તેથી પાપ થાય છે. કોઇ વખત તેને મયુર પિચ્છની જરૂરીયાત પડી. તે માટે તેણે ઘણી તપાસ કરી પણ કોઇ સ્થળે તે તેને મળ્યું નહિં. કોઇને પૂછતાં તેને ખબર મળી કે બૌત સંપ્રદાયના સાધુ પાસે એ મયૂર પિચ્છ છે. તેણે તેની પાસે જઇને તે માંગ્યું, પણ તે સાધુને તેની જરૂરીયાત હોવાથી તેણે તેને તે ન આપ્યું. ત્યારે આ ભીલ્લે છેવટે તેને બાણ મારીને મારી નાંખ્યો અને મયૂર પિચ્છ લઇ લીધું. આ મયૂર પિચ્છ લેતી વખતે તેના પગને પોતાના પગનો સ્પર્શ ન થાય તે માટે તેણે ઘણી સાવચેતી રાખી, કેમકે તેની એ માન્યતા હતી કે સાધુના પગને પોતાના પગથી સ્પર્શ કરવો તે મહાન્ અનર્થ માટે થાય છે.

આ સ્થળે આ ભિલ્લનો એ નિર્ણય હતો કે મહાત્માઓના શરીરને પગ ન અડકાડવો તે ગુણ માટે છે, પણ શસ્ત્રના ઘા વતી તેને મારી નાખ્યો. આ મહાન્ દોષને લઈ તેનો થોડો ગુણ પણ ગુણ રૂપે ન થયો, પણ અનર્થ રૂપ થયો. તેના શરીરને પગથી સ્પર્શ ન કરવો, એ જ્ઞાન, તે અજ્ઞાન રૂપજ હતું. તેમ મુકિત ઉપર દ્વેષ કરનારાઓનું દેવ, ગુર્વાદિનું પૂજન કરવા રૂપ એક ગુણ મુકિત ઉપરના મહાન્ દ્વેષને લઇને અનર્થ રૂપ થાય છે. માટેજ મહાન્ પુરૂષો કહે છે કે, એકલા દેવ ગુર્વાદિના પૂજનને લઇ

પૂર્વ સેવામાં તેવો ગુણ થતો નથી, પણ મુકિત ઉપર દ્વેષ ન કરવાથી વિશેષ ગુણ થાય.

વિશેષ ગુણ એટલા માટે કહેવામાં આવે છે કે મુકિત ઉપરના પ્રેમને લઇને મહાન્ દુ:ખના કારણ રૂપ સંસાર પરિભ્રમણની શાંતિ થાય છે. મુક્તિ ઉપર દ્વેષ ન રાખતાં છતાં દેવ ગુર્વાદિની પૂજા રૂપ પૂર્વસેવા કરવી તેતો સોનું અને સુગંધ સાથે હોવાની માફક અત્યંત હિતકારી છેજ.



# પ્રકરણ ૫ મું.

## અનુષ્ટાન.

**एकमेवह्यनुष्टानं कर्तृभेदेन भिद्यते.**
**सरुजेतरभेदेन भोजनादिगतं यथा. १**

નિરોગી અને રોગીના ભેદ વડે ભોજન આદિ જેમ ગુણ અને અવગુણ કરવા રૂપે ભેદ પામે છે, તેમ એકજ અનુષ્ટાન કર્ત્તાના ભેદ વડે ફાયદા અને ગેરફાયદા રૂપે પરિણમે છે. દેવ, ગુરૂ આદિ પૂજન વિગેરે ક્રિયા, તેના કર્ત્તાના પરિણામ ઉપર ફળ આપવાનો આધાર રાખે છે. એક કર્ત્તા, ચરમાવર્ત્તમાં (છેલ્લા પરિભ્રમણમાં–પુદ્ગલ પરાવર્ત્તનમાં) રહેલો હોય છે. બીજો કર્ત્તા તેના પહેલાના અચરમાવર્ત્તમાં રહેલો હોય છે. આ બન્નેની વિશુદ્ધિઓવાળી લાગણીઓના પ્રમાણમાં તેના ફળનો ભેદ પડે છે. અર્થાત્ એકજ ક્રિયા બન્ને જણ કરતા હોય છે તથાપિ તેનું ફળ બન્નેને જુદું જુદું મળે છે. જેમ એકજ જાતનું ભોજન જમવા માટે બે જણ બેઠા હોય તેમાં એક રોગી મનુષ્ય

છે. બીજો નિરોગી છે. એક વૃદ્ધ છે. બીજો યુવાન છે. આ ભોજન બન્ને જણુ કરશે, છતાં તેના પરિણમવા પછી તેના ફળમાં ભેદ પડવાનોજ. એટલે રોગીને તે ભોજન રોગની વૃદ્ધિ કરવામાં મદદગાર થશે, ત્યારે નિરોગી બળવાન મનુષ્યને તે, બળની વૃદ્ધિ કરવામાં મદદગાર થશે.

આ રીતે સામાન્ય પ્રકારે યોગ માર્ગમાં આગળ વધવા માટે કરાતું અનુષ્ટાન, તેના જુદા જુદા સ્વભાવના–લાગણીવાળા--કર્ત્તાની અપેક્ષાએ પાંચ પ્રકારમાં પરિણામ પામે છે અર્થાત્ તે એકજ અનુષ્ટાન પાંચ ભાગમાં વહેંચાઇ ઉત્તમ કે અધમ લાગણીના પ્રમાણુમાં પોતાનું ફળ પ્રગટ કરે છે.

અનુક્રમે તેનાં નામો આ પ્રમાણે છે વિષ. ૧. ગર. ૨ અનનુષ્ટાન. ૩. તદ્ધેતુ. ૪. અમૃત ૫.

આ અનુષ્ટાન તે પૂર્વે કહી આવ્યા તે દેવ, ગુર્વાદિ પૂજન આદિ જાણુવું. આ અનુષ્ટાન કરવામાં અનુક્રમે પ્રથમ વર્ગના કર્ત્તાની અપેક્ષા આ લોકના ભોજન–સુખ આદિ ફળ મેળવવાની છે. ૧. બીજા કર્ત્તાની ઇચ્છા પરલોક સંબંધી સુખ મેળવવાની છે.

ત્રીજો કર્ત્તા કાંઇપણુ અપેક્ષા વિના, પોતાનું લક્ષ બાંધ્યા–કે નિશ્ચિત કર્યા સિવાય પ્રવૃત્તિ કરે છે. ૩

ચોથો કર્ત્તા જે અનુષ્ટાન કરે છે તેમાં અથવા અનુ-ષ્ટાન જે નિમિત્ત કરાય છે તેમાં લાગણીવાળો હોય છે. ૪

પાંચમો કર્ત્તા તત્ત્વને બરાબર સમજીને પોતાનું લક્ષ ધ્યાનમાં રાખીને પ્રવૃત્તિ કરે છે. ૫

આજ બાબતને જરા વિસ્તારથી કહેવામાં આવતાં વિશેષ સ્પષ્ટતાથી સમજાશે.

---

## (૧) વિષઅનુષ્ઠાન.

જે અનુષ્ટાન કરવાથી આ લોકમાં અનેક પ્રકારની લબ્ધિઓ સિદ્ધિઓપ્રગટ થાય, સર્વ સ્થળે યશોવાદ કીર્તિ ફેલાય,લોકો તેને સારો કહે, પ્રશંસા કરે, ખાવાપીવાદિની અનુકુળતા મળી આવે, જ્યાં જાય ત્યાં લોકો સારો સત્કાર કરે, બહુ માન આપે ઈત્યાદિ આ લોક સંબંધી વિવિધ ઇચ્છાઓ મનમાં રાખીને, તે નિમિત્તે જે દેવ ગુર્વાદિનું પૂજન, સદા-ચાર, તપ, યમ, નિયમાદિ કરવામાં આવે તે સર્વને **વિષ-અનુષ્ઠાન** કહેવામાં આવે છે. આવી આ લોક સંબંધી ઇચ્છાથી કરાતું અનુષ્ટાન અંતઃકરણના શુદ્ધ પરિણામનો નાશ કરે છે, કેમકે અનુષ્ટાન મહાન્ છે અને ફળની ઇચ્છા

અલ્પ છે. લબ્ધિ, બહુ માન આદિ તુચ્છ પદાર્થની ઇચ્છા કરવાથી તે અનુષ્ટાનને હલકી સ્થીતિમાં મૂકવામાં આવે છે. આને લઇને અંતઃકરણ પણ તેવુંજ કનિષ્ટ–હલકી–ભાવનાવાળું બને છે. આ અનુષ્ટાનને વિષની ઉપમા એટલા માટે આપવામાં આવી છે કે, સ્થાવર કે જંગમ બન્ને પ્રકારનાં વિષ (અફીણ, સોમલ, વચ્છનાગ અને બીજાં તત્કાળ મારનાર સંયોગીક વિષ તે સ્થાવર વિષ કહેવાય છે. અને સર્પ આદિનાં વિષને જંગમ વિષ કહે છે.) તેજ વખતે ખાનારનો નાશ કરે છે, તેમજ તે તે પ્રકારના લબ્ધિ, સિદ્ધ, બહુ માનાદિ ભોગોની પ્રાપ્તિ આ અનુષ્ટાનથી થતાંજ તે અનુષ્ટાનનું ફળ પૂર્ણ થાય છે, અથવા મન ઇચ્છિત વિષયોની પ્રાપ્તિ થતાં તે તે અનુષ્ઠાન કરવાની લાગણી પણ સમાપ્ત થાય છે. અને આગળ વધવાનો ઉત્સાહ અટકી પડે છે. માટે તેને વિષ અનુષ્ઠાન કહેલ છે. ૧

## (૨) ગર અનુષ્ઠાન.

આ લોક સંબંધી ભોગોનો ત્યાગ કરી, આ લોકના ભોગોની અપેક્ષા રહિત થઈ, દિવ્ય ભોગોની અભિલાષા માટે, સ્વર્ગનાં સુખ મેળવવા અર્થે જે જે દેવપૂજા, તપ આદિ અનુષ્ઠાનો કરવામાં આવે તે અનુષ્ઠાનને **ગર અનુષ્ઠાન** કહેવામાં આવે છે. પહેલા વિષ અનુષ્ઠાનમાં અને બીજા આ ગર અનુષ્ઠાનમાં વર્ત્તન એકજ પ્રકારનું છે. પણ હૃદયની

લાગણીઓમાં ફેર છે. આ અનુષ્ઠાનમાં તેનું ફળ ભવાંતરમાં ભોગવવાની ઇચ્છા હોય છે. ખરાબ દ્રવ્યોના મિશ્રણથી બનેલા વિષને ગર નામનું વિષ કહે છે. આ વિષ તત્કાળ મારતું નથી, પણ કાળાંતરે–અમુક વખતના આંતરે મારે છે. હડકાયા કુતરાના વિષની માફક અમુક વખત પછી તે વિષનો વિકાર પ્રગટ થાય છે તેમ આ અનુષ્ઠાનમાં તેનું ફળ કાળાંતરે–દેહાંતરમાં ભોગવવાની લાગણી હોય છે. આ અનુષ્ઠાન સારૂં છે એટલે તેમાં પુન્ય બંધતો થવાનોજ. પણ તે પુન્ય પ્રકૃતિ ભોગવી લીધા બાદ તે સ્થીતિમાંથી પતિત થવાનુંજ. તે પુન્ય સંચય કરવાનો ઉદ્દેશ દિવ્યભોગનો અભિલાષ હોવાથી તેનો લાભ મળતાં તેના ઉપભોગમાં તે પુન્યની સમાપ્તિ થવાનીજ. અને આગળ માટે સાધન પાસે ન હોવાથી, તેમજ તેવી લાગણીનાં બીજો તેમાં ન હોવાથી ભવિષ્યમાં અનર્થની પ્રાપ્તિ થવાની. આ હેતુથી આવી લાગણીથી કરાતાં અનુષ્ઠાનને ગર અનુષ્ઠાન કહેવામાં આવ્યું છે. આ અનુષ્ઠાનમાં પુદ્ગલાનંદનાં બીજ હોય છે, પણ આત્મસ્વરૂપ પ્રગટ કરવાની લાગણીનાં બીજ હોતાં નથી.

## (૩) અનનુષ્ઠાન.

"હું આ દેવપૂજાદિ અનુષ્ઠાન આ લોકના સુખ માટે કરૂં છું કે પરલોકના સુખ માટે કરૂં છું?" આ બન્ને લાગણીઓ જ્યાં ન હોય, પણ કેવલ સંમુર્ચ્છિમ ( સંજ્ઞા

વગરના ) જંતુઓની માફક ઉદ્દેશ વિનાની ગતિ–પ્રવૃત્તિ–કરાય તેને **અનનુષ્ઠાન** કહે છે. ગાડરીયા પ્રવાહની માફક એક ગાડર ચાલ્યું તેની પાછળ બીજાં પણ ગાડર હેતુ વિના ચાલ્યા કરે, તેમ આ ક્રિયા શા માટે કરવી જોઇએ તેનું ભાન ન હોય પણ આગળથી ચાલ્યું આવે છે, બાપ, દાદા, આમ કરતા હતા માટે આપણે પણ એમ કરવુંજ જોઇએ. એમ પરમાર્થ સમજ્યા વગરનું કરવું એ આ અનુષ્ઠાનનો વિષય છે.

વળી આ અનુષ્ઠાન–દેવાદિ પૂજન આદિમાં મનની એકાગ્રતા ન હોય, મન અનેક વિષયમાં અનેક સ્થળે ફરતું હોય, કેવળ શરીર દ્વારા હાથ પગના અવયવો ચાલ્યા કરતા હોય, અથવા મુખે અર્થના લક્ષ વિના પાઠ ગગડાવી જવાતા હોય, તે ક્રિયાનો સમાવેશ પણ આ અનુષ્ઠાનમાંજ થઇ શકે છે. તેમજ તથાપ્રકારના સમુદાયના આગ્રહથી તેમાં લાગણી વિના અનુષ્ઠાન કરાય, તે સર્વને અનનુષ્ઠાન કહે છે.

જેમ કોઇને સન્નિપાત થયો હોય, તેને લઇને ઇરાદા સિવાય, હેતુ વિનાની વિવિધ પ્રકારની ચેષ્ટાઓ તે કરે છે, તેમ આ મોહાધિન, અજ્ઞાની મનુષ્ય ઉપભોગ વિનાની ચેષ્ટાઓ કરે છે, માટેજ ખરેખર અનુષ્ઠાન નહિં તે અનનુષ્ઠાન એ નામ, તેમને માટે અર્થસૂચક છે.

## તદ્ધેતુ અનુષ્ઠાન. (૪)

સદ્ અનુષ્ઠાનમાં જેને રાગ હોય છે, તેને લઈને ભાવ પૂર્વક બહુમાનથી તે અનુષ્ઠાન કરે છે. આ **અનુષ્ઠાન** તે **તદ્ધેતુ** કહેવાય છે.

આ દેવ પૂજા, સદાચાર, તપ આદિ અનુષ્ઠાન ઉત્તમ છે. આમાં શુભ ભાવને પોષણ આપનાર ઉત્તમ અંશો રહેલા છે. વળી આ અનુષ્ઠાન કરનારને મુક્તિ ઉપર દ્વેષ નથી, પણ ઉલટો મુક્તિ ઉપર થોડો પણ રાગ છે. આ શુભ ભાવના અંશો કર્મ ક્ષયમાં મદદગાર થાય છે, એટલે આ અનુષ્ઠાનને તદ્ધેતુ કહેવામાં આવ્યું છે.

## અમૃત અનુષ્ઠાન. (૫)

**વીતરાગ દેવ**ના નિરૂપણ કરેલ તત્ત્વમાં જેને **પૂર્ણ શ્રદ્ધા** છે, જડ અને ચૈતન્ય પદાર્થોને તેના લક્ષણોએ કરી ભિન્ન ભિન્ન જે સમજેલ હોય છે, જન્મ, મરણો દુઃખરૂપ છે, આ સંસાર આવા દુઃખથી ભરપુર છે, એમ સમજી તેમાંથી છુટવા માટે જે પ્રયત્ન કરી રહ્યો હોય છેઃ નિર્વાણમાંજ સત્ય સુખ છે, આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરે તોજ નિર્વાણ પ્રાપ્ત કરી શકાય છે, આવી લાગણીથી તેના રોમેરોમમાં નિર્વાણની ઈચ્છાએ પ્રવેશ કરેલ હોય છે અને તે મેળવવાના ઇરાદાથીજ તે દેવપૂજાદિ શરૂઆતના

અનુષ્ઠાનથી લઇ આગળ આગળની ભૂમિકામાં ઉપયોગી અનુષ્ઠાન કરતો જાય છે. આ અનુષ્ઠાનને **અમૃત અનુષ્ઠાન** કહે છે, કારણકે આ અનુષ્ઠાનનો હેતુ અમરતા પ્રાપ્ત કરવી તેજ છે. આ અમૃત ક્રિયાના પાનથી આત્માની અમરતા તે છેવટે મેળવી શકે છે.

આ પાંચ અનુષ્ઠાનમાં પહેલાના બે અનુષ્ઠાનમાં સંસારી પુદ્ગલિક-સુખની અભિલાષા વ્યાપી રહેલી હોય છે. ત્રીજું અનુષ્ઠાન અનાઉપયોગ-કર્ત્તવ્યના ભાન વિનાનું-હોવાથી સમૂર્ચ્છિમ સરખી પ્રવૃત્તિવાળું છે, એટલે આદિના ત્રણ અનુષ્ઠાનો આત્મશાંતિ માટે નિષ્ફળ છે. છેલ્લાં બે અનુષ્ઠાન ફળવાળાં છે, આમાં સંસારમાં આશક્તિ અને અનાઉપયોગે પ્રવૃત્તિ નથી.

આ પાંચ અનુષ્ઠાન કર્ત્તાના ભેદથી ભેદવાળાં છે. ખરી રીતે અનુષ્ઠાન તો એકજ છે, પણ કર્ત્તાના હેતુને લઇ જુદાં ફળ આપે છે.

છેલ્લા પુદ્ગલ પરાવર્ત્તન કાળ જેટલો સંસાર જેને બાકી હોય છે અથવા છેલ્લા પુદ્ગલ પરાવર્ત્તન સંસારવાળાના અધ્યવસાયો જેટલા અધ્યવસાયો જેના શુદ્ધ થયા હોય છે, તેમને આ અનુષ્ઠાન યોગ્ય ફળ આપનાર થાય છે. તેથી પહેલાનાં પુદ્ગલ પરાવર્ત્તોની અંદરના જીવોનાં

અનુષ્ઠાન, પછી તે અનુષ્ઠાન યોગ્ય હોય કે અયોગ્ય હોય પણ, ફળમાં સરખાંજ હતાં, કારણકે તેથી આત્મ વિશુદ્ધિ થતી નહતી, કેમકે તેમાં ભવાભિનંદીપણાનો સ્વભાવ હતો. પણ છેલ્લા પુદ્ગલ પરાવર્ત્તનની અંદર આવેલા જીવોના પરિણામો ઉલ્લાસ પામેલાં હોય છે, તેમની લાગણીઓ યોગને યોગ્ય હોય છે. પહેલાનાં પુદ્ગલ પરાવર્તોની અંદર અને છેલ્લા પરાવર્ત્તનની અંદર કરાતું અનુષ્ઠાન કાંઇક વિલક્ષણ હોય છે. પહેલાનાં પરાવર્ત્તનો એ ધર્મ માટે બાલક જેવાં હતાં. છેલ્લાની અંદર દાખલ થયેલા જીવો ધર્મને માટે યુવાવસ્થા જેટલા લાયક છે. છેલ્લા પરાવર્ત્તની અંદર સહજ મળ ( કર્મ ગ્રહણ કરવાની યોગ્યતા ) થોડો હોવાથી આત્મભાન વિશેષ હોય છે; તેને લઇને આ સ્થીતિમાં કરાતું ધર્મ અનુષ્ઠાન પણ વિશેષ વિશુદ્ધિનું કારણ બને છે.



☛ આ ચોપડી નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે

મળશે.

શા. અમરતલાલ ચુનીલાલ.

ઠે. ૩૯૭. દલીચંદ ભગવાનદાસની ખડકી,

પતાસાની પોળ—**અમદાવાદ.**

વકીલ. મી. કેશવલાલ પ્રેમચંદ.

ઠે. ખારાકુવાની પોળ-

હાજાપટેલની પોળ—**અમદાવાદ.**





॥ वीतरागाय नमः ॥

# યોગના ભેદો.



अध्यात्मं भावना ध्यानं समता वृत्तिसंक्षयः
योगः पञ्चविधः प्रोक्तो योगमार्गविशारदैः १

અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, અને વૃત્તિક્ષય એમ, યોગમાર્ગમાં નિપુણ મહાન્ પુરૂષોએ, યોગ પાંચ પ્રકારે કહેલ છે. તેમાં પ્રથમ અધ્યાત્મ યોગ કહીશું.



# પ્રકરણ ૧ લું.

## અધ્યાત્મ યોગ.

औचित्याद्व्रत्तयुक्तस्य वचनात्तत्त्वचिंतनाम
मैत्र्यादिभावसंयुक्तमध्यात्मं तद्विदो विदुः १

ઉચિત પ્રવૃત્તિવાળાં અણુવ્રત (ગૃહસ્થ ધર્મનાં વ્રતો) તથા મહાવ્રત (ત્યાગ માર્ગ યોગ્ય વ્રતો) સહિત, જીનેશ્વર દેવના વચનાનુસાર જીવાદિ પદાર્થની વિચારણા, અને મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ ભાવ યુકત વર્તનને જ્ઞાનીઓ અધ્યાત્મ યોગ કહે છે.

આ અધ્યાત્મયોગ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાએ અનેક પ્રકારે છે.

### જાપ.

અધ્યાત્મયોગની શરૂઆત પ્રથમ જપથી કરવાનું ઠીક પડે છે. જાપથી મનની શુધ્ધી થાય છે. આ જાપ બાળથી લઈ વૃધ્ધ ઉમર પર્યંતનાં સ્ત્રી, પુરૂષો સહેલાઈથી કરી શકે છે. ધનવાન કે ગરીબ, રોગી કે નિરોગી, ઉચ્ચ કુળનો કે નીચ કુળનો ગમે તે મનુષ્ય, પોતાની લાગણીના પ્રમાણમાં આ યોગમાર્ગમાં પ્રવૃત્તિ કરી શકે છે.

આ યોગની શરૂઆત જાપથી કરવામાં બીજું પણ એક કારણ એ છે કે, જાપ એ દેવના અનુગ્રહનું એક કારણ છે. જાપ કરવાથી તે તે દેવો આપણા ઉપર પ્રસન્ન રહે છે, અને આગળનો માર્ગ સુગમ કરી આપે છે. અર્થાત્ વિઘ્ન દૂર કરવા રૂપ મદદ આપી આગળ વધવામાં સાહાય કરે છે.

બીજી રીતે વિચાર કરીએ તો જાપ કરવાથી મલીન વાસના નાશ પામવા સાથે સાત્વિક ભાવની વૃધ્ધિ થાય છે. મન નિર્મળ થાય છે. પુન્ય કર્મમાં વધારો થાય છે. તેને લઇને જરૂરીયાતનાં સાધનો મળી આવે છે કે જે સિવાય તે મેળવવા માટે આ જીવને પ્રવૃત્તિ કરવાની જરૂર પડે છે. તે જરૂરીયાત આમ રૂપાંતરે સિધ્ધ થતી હોવાથી આ પ્રવૃત્તિ તે માર્ગમાં મદદ રૂપ થાય છે.

ખરી રીતે તો જીવની પોતાની આ શુભ પ્રવૃત્તિ વાળી મહેનતજ આમાં ઉપયોગી થાય છે, પણ તેમાં તે તે દેવો કે તે તે દેવોના ભકતો-યા- અધિષ્ટાયકો નિમિત્ત રૂપ થઇ મદદ કરે છે, તે સાથે હૃદય નિર્મળ થાય છે. યોગ્યતામાં વધારો થાય છે. મળ ઓછો થાય છે, અને આથી આગળના યોગોમાં તે સહેલાઇથી પ્રવેશ કરી શકે છે. આ માટેજ જાપને અધ્યાત્મ યોગનું અંગ ગણવામાં આવેલ છે.

જપ એટલે જપવું–એકને એક શબ્દનું વારંવાર પુનરાવર્તન –રટન- કરવું. દેવની સ્તુતિ પોતાના ઇષ્ટ દેવનું નામ ઋષભાદિથી લઈ મહાવીર દેવ પર્યંતના કોઇ પણ દેવનું સ્મરણ અથવા સામાન્ય રીતે વીતરાગ પરમાત્માનું–શુધ્ધ આત્માનું સૂચક કોઇપણ પદ જેમકે **ॐ अर्हं नमः ॐ ऋषभाय नमः** તેનું વારંવાર પરાવર્તન કરવું ગણવું. આ મંત્રની આદિમાં ॐ કાર અને અંતમાં નમઃ કાર શબ્દ આવવો જોઇએ.

જેમ મંત્રના જાપથી સ્થાવર, જંગમ સર્પાદિનાં વિષ નાશ પામે છે, તેમ આ મંત્રના જાપથી, પવિત્ર દેવોની સ્તુતિથી–પાપ નાશ પામે છે.

## આ જાપ કયે સ્થળે કરવો?

આ જાપ પવિત્ર અને શાંત દેવોની પાસે કરવો, એકાંતવાળા પવિત્ર અને નિર્જન જેવા પ્રદેશમાં, યા તેવાં તીર્થ સ્થળોમાં કરવો. અથવા નિર્મળ પાણીવાળાં જળાશયો નદી, તળાવ, સરોવર વિગેરે પાણીથી ભરેલાં હોય તે સ્થળના કિનારા ઉપર બેસીને કરવો. અથવા સુગંધમય પત્રો, પુષ્પો, અને સુંદર ફળોથી શોભતા વૃક્ષોના ઘાટાવનમાં કદળી આદિના ગહન વનોની અંદર બેસીને કરવો. આવાં સ્થાનો સ્વાભાવિકજ આનંદ ઉત્પન્ન કરનારા હોય છે, તેથી તેવાં સ્થળે બેસી એકાગ્ર ચિત્તે શાંત મને જાપ કરતાં ચિત્ત-

નો એકાગ્રતા વિશેષ પ્રકારે થવા સંભવ છે. તેના અભાવે જ્યાં ચિત્ત ઠરે ત્યાં રહીને પણ જાપ કરવો.

## જાપ કેવી રીતે કરવો?

હાથની આંગળીઓના વેઢાને પ્રદક્ષિણા દેતા હોઇએ તેમ, જેને નંદાવર્ત વિધિ કહે છે, તેવી રીતે કરવો. અથવા રૂદ્રાક્ષાદિ વનસ્પતિની માળા વડે, અથવા સુતર આદિની માળા વડે જાપ કરવો. તેમાં અમુકથીજ કરવો તેવો આગ્રહ કરવાનો નથી. જાપ કરતી વખતે બાહ્ય દ્રષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર રાખવી, અને અંતર દ્રષ્ટિ હૃદયમાં રાખવી. ભ્રુમાં કે ભ્રુની અંદરના પોલાણમાં પણ રખાય છે. તે અંતર સ્થાનમાં મનથી જાપ કરવો.

આ જાપ કરતી વખતે મનની વૃત્તિ જાપમાંજ રાખવી. તે સ્થળે મંત્રના શબ્દોનો પ્રતિધ્વની (પડછંદો) ખટકારાના રૂપમાં પડે તેવી રીતે જાપ કરવો. તે મંત્રના અક્ષરોમાં ધારણા રાખવી. તે મંત્રના અર્થને સૂચક દેવની મૂર્ત્તિમાં પણ ધારણા કરવી. આથી મનને બીજા વિકલ્પો કરવાનો વખત મળતો નથી.

આ જાપ કરતાં કદાચ મન ન ઠરે, અશુભ વિકલ્પો વિશેષ પ્રકારે આવ્યા કરે તો, તે પ્રસંગે જાપ કરવો બંધ કરવો. અને થોડીવાર કોઈ આત્મભાનસૂચક, યા, વૈરા-

ગ્યમાં વધારો કરનાર પદ લઈ મધુર શબ્દે અને લાંબા સાદે ગાવાનું શરૂ કરવું, તેમ છતાં વિકલ્પો હેરાન કરે તો ખુલ્લી હવામાં જરા ઉતાવળે પગે ચાલવું, અને ચાલતાં મનમાં તે મંત્રનો જાપ વિશ્રાંતિ લીધા વગર શરૂ રાખવો. અથવા કોઇ ઉત્તમ પુરૂષની પાસે જઇને બેસવું. તેમના પવિત્ર વિચાર અને વાતાવરણથી અશુભ વાસના વિરામ પામે છે.

આ જાપ કરવા બેસતાં પહેલાં દૃઢ સંકલ્પ કરવો કે મારા અશુભ કર્મોની નિવૃત્તિને અર્થે હું બે, પાંચ, કે દશ હજાર જાપ કર્યા પછી આંહીથી ઉઠીશ, અથવા કાળમાન જેમકે બે ઘડી યા ચાર ઘડી સુધી જાપ કરીશ. અથવા આખા દિવસ માટે પ્રભાતે સંકલ્પ કરવો કે આજે હું ઓછામાં ઓછા દશ હજાર મંત્રનો જાપ કરીશ.

આ પ્રતિજ્ઞા કરવાનો હેતુ એ છે કે જ્યારે આપણે જાપ ન કરતા હોઇએ ત્યારે પણ આપણા મનની વૃત્તિનો પ્રવાહ તે જાપ પુરણ કરવાની ભાવનાવાળો બન્યો રહે છે. વ્યવહારીક કાર્ય કરતી વેળાએ પણ મનમાં એ ભાવના ચાલુ રહે છે કે, આ કાર્ય કયારે કરી લઉં કે પછી મારે કરવાનો જાપ પાછો હું શરૂ કરૂં. એટલે જાપ ન કરવાના વખતમાં પણ જાપની ભાવના એ શુભ વાસનાનું પોષણ કરે છે. આ વાતને મહાન્ પુરૂષો પણ પુષ્ટિ આપે છે. ચાલુ ક્રિયા ન કરવાના વખતે પણ પહેલાં કરેલ અભિગ્રહ યા

પ્રતિજ્ઞા શુભ ભાવનાવાળી વૃત્તિઓને ઉત્પન્ન કર્યા કરે છે. અને તેના વડે ભાવની શુદ્ધિ થાય છે. માટે શરૂઆતવાળાને તે વિશેષ ઉપયોગી છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### મતાંતરે કોઈ મહાત્માઓ અધ્યાત્મ યોગ આ પ્રમાણે કહે છે.

---

स्वौचित्यालोचनं सम्यक्ततो धर्मप्रवर्तनम्
आत्मसंप्रेक्षणं चैव तदेतदपरे जगु: ॥ १

કોઈ મહાત્માઓ જુદી રીતે અધ્યાત્મ યોગ કહે છે. તે પણ ઉપયોગી છે. તેઓ કહે છે કે પ્રથમ મનુષ્યોએ પોતાની યોગ્યતાનો વિચાર કરવો કે, મારામાં કઈ જાતની યોગ્યતા છે? હું કયા અનુષ્ટાનને લાયક છું? એ વિચાર-દ્વારા નિશ્ચય કર્યા પછી ધર્મ અનુષ્ટાનમાં પ્રવૃત્તિ કરવી. અને છેવટે આત્મ વિચારણા કરવી. આજ વાત જરા સ્પષ્ટતાથી કહે છે.

## યોગ્યતાનો વિચાર.

યોગદ્વારા, જનવાદદ્વારા અને લિંગદ્વારા પોતાની ઉચિતતાનો વિચાર કરવો.

### (૧) યોગ.

યોગ એટલે મન, વચન, કાયાનો વ્યાપાર-ક્રિયા.

આ શરીર વડે ઉત્તમ પ્રકારના પ્રશસ્ત કાર્યવાળી પ્રવૃત્તિ કરવી, તે કાર્ય વ્યાપાર કહેવાય છે. વચનવડે નિર્દોષ, સત્ય, પ્રિય, પથ્ય ભાષા બોલવી તે વચન વ્યાપાર અને મન વડે નિર્દોષ, શુભચિંતન કરવું તે મનોવ્યાપાર. આ ત્રણે યોગની અશુભ પ્રવૃત્તિ સહેલાઇથી અટકાવી શકાય તેટલી તૈયારી કરવી. તેટલી સ્થિતિએ પહોંચતાં અધ્યાત્મયોગ પૂર્ણ થાય છે.

### (૨) જનવાદ.

જનવાદ એટલે લોકોનું બોલવું. આપણા સંબંધમાં લોકો શું કહે છે તે સાંભળવું. અને તે ઉપરથી વિચાર કરીને પોતાની ભૂલો સુધારવી. ઘણી વખત કેટલાક સુક્ષ્મ દોષો પોતામાં હોય તેની ખબર પોતાને પડતી નથી. સામો આરીસો રાખવાથી તેમાં પડતા પ્રતિબિંબમાં મુખ ઉપરના ડાઘ દેખાય છે અને પછી તે સુધારાય છે, તેવીજ રીતે

જનવાદ-મનુષ્યોનું બોલવું-તે આરિસા જેવું છે, તેમાં આપણા ગુણ દોષોનું બિંબ પડે છે. મતલબ કે લોકો આપણા સંબંધમાં જે કાંઇ શુભાશુભ બોલતા હોય તે ઉપર પણ દેશ કાળાનુસાર લક્ષ આપવું. આ ઉપરથી એમ જણાવાયું કે પોતે પોતાના ગુણ દોષોનો વિચાર તો કરવોજ. તે સાથે લોકો તરફથી પણ જે કાંઇ સૂચના આગળ પાછળ પોતા માટે થતી હોય તે ઉપર પણ ધ્યાન આપવું. તે ઉપરથી આપણા અધિકારની આપણને ખાત્રી થાય છે.

## (૩) લિંગ-ઉપશ્રુતિ-શુકન.

આપણે કોઈ ઉત્તમ કાર્યમાં પ્રવૃત્તિ કરવાના હોઇએ, એ પ્રસંગે સારાં શુકન થાય. અથવા કોઇ પોતાના કાર્ય પ્રસંગે બોલતો હોય કે "જરૂર કાર્ય સિદ્ધ થશે" "લાભ થશે" કે "નુકશાન થશે" વિગેરે. આ પ્રસંગે જો આપણે આપણા કાર્ય માટે તૈયારી કરતા હોઈએ તો જરૂર સમજવું કે તે શબ્દ પ્રમાણે આપણને તેમાં લાભ કે હાની થશે.

ઈત્યાદિ પ્રકારે પોતાની ઉચિત લાયકાત સંબંધી વિચાર કરવો એ આ ચાલુ યોગની અંદર ઇચ્છિત ફળદાયક છે. ઉચિતતાનો વિચાર કર્યા પછી કહેલ ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ કરવી તે ભાવ વૃદ્ધિનું પોષક કારણ છે. તેથી ધર્મની અંદર લાગણીઓ મજબુત થાય છે. જો

ધર્મમાં દૃઢ લાગણી ન હોય તો કોઇ પ્રસંગે ઉદય આવેલ કર્મની પ્રબળતાને લઇ તેમાંથી પતિત થવાનો પ્રસંગ આવી જાય છે.

ચાલુ યોગ માર્ગમાં કોઇ અતિચાર-દૂષણ ન લાગે યા તેનો ભંગ ન થાય તેવી જાગૃતિ રાખવી. કેમકે નિ-ર્દોષપણે યોગનું આરાધન થાય તોજ યોગથી સિદ્ધ થતો આત્મધર્મ પ્રગટ થાય છે.

કાર્યના પરિણામ પર્યંત વિચાર કરનાર બુદ્ધિમાન ધર્માધિકારીએ પોતાના કાર્યની તપાસણી અમુક દિવસ કે રાત્રીના વખતના આંતરે કરતા રહેવી. જેમકે મેં આજ સુધીમાં શું કર્યું? હવે કરવા માટે મારે શું શું બાકી રહ્યું છે? અમુક કાર્ય સિદ્ધ કેમ થતું નથી? તેમાં કયાં વિઘ્નો નડે છે? પ્રતિકુળ સાધનો કયાં કયાં છે? તે કેમ દૂર કરવાં? આમ પોતે અણુવ્રત, મહાવ્રત, ઇંદ્રિયજપ, મનોજપ, કષાયજપ, વૃત્તિનિરોધ, કે વૃત્તિક્ષય વિગેરે જે જે કાર્યનો પ્રારંભ કર્યો હોય તેની તપાસ કરવી. આમ અવલોકન કરવાનું કારણ એ છે કે, પાપ કર્મના ઉદયથી આ ચાલુ કરેલ કાર્યમાં ભંગ થવાનો ભય છે. પ્રમાદાદિ કારણે આગળ વધતાં અટકી જવાનો પણ સંભવ છે. આ પાપાદિની નિવૃત્તિ અર્થે અને ભયની શાંતિને અર્થે આદ-ર કરેલ કાર્યની વારંવાર તપાસ રાખવી.

કદાચ મન વિરૂદ્ધ માર્ગમાં પ્રવત્તિ કરે, અથવા રોગ, વિષ વિકારાદિનો ભય ચાલુ પ્રવૃત્તિમાં ઉત્પન્ન થાય તો, જેમ રાજા શત્રુના ભયથી બચવા માટે કિલ્લાદિનો આશ્રય લે છે, અથવા રોગ શાંતિ નિમિત્ત વૈદ્યનો આશ્રય કરાય છે, અથવા ઝેરના પ્રસંગે મંત્રાદિનો આશ્રય લેવાય છે, તેમ મન વિરૂદ્ધ માર્ગમાં પ્રવૃતિ કરે તો ગુર્વાદિનો આશ્રય લેવો. મનનો નિગ્રહ કરવા માટે ગુરૂ, દેવ અને ચાલુ એક માર્ગમાં પ્રવૃત્તિ કરનાર સ્વધર્મી બંધુઓનો આશ્રય લેવો. ચાલુ માર્ગના પથિક અને પારગામી ગુર્વાદિનો આશ્રય કરવાથી વિરૂદ્ધ માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર કર્મનો નાશ થાય છે. કેમકે ગુર્વાદિનો આશ્રય અચિંત્ય શકિતથી ભરપુર છે. પોતે તે રસ્તે આગળ વધેલ હોવાથી તે માર્ગના ભોમિયા છે, તેથી સાધક જે જે સ્થળે અટકતો હોય ત્યાંથી આગળ માર્ગ બતાવે છે. અમુક કર્મનો નિવિડ ઉદય હોય તો તેને નિર્જરવાનો રસ્તો સ્વાનુભવ સિદ્ધ તે બતાવે છે.

આ સર્વ અધ્યાત્મ યોગ છે. લાયકાતનો વિચાર કરીને આ માર્ગમાં અણુવ્રતો કે મહાવ્રતોનો આદર કરાય છે. સાધક જીવાદિ તત્વોનો વિચાર કરે છે. અને મૈત્રી આદિ ભાવનાનો આશ્રય લે છે. આથી ધીમે ધીમે તેની લાયકાત વધતી જાય છે અને છેવટે ઉત્તરોતર ચડતા યોગ માર્ગના અધિકારી થાય છે.

---

# પ્રકરણ ૩ જું.

કોઈ મહાત્માઓ અધ્યાત્મ યોગને આથી પણ જુદી રીતે વર્ણવે છે. તેઓ આ પ્રમાણે કહે છે.

देवादिवन्दनं सम्यक् प्रतिक्रमणमेव च
मैत्र्यादिचिन्तनं चेतत्सत्त्वादिष्वपरे विदुः १

દેવાદિને વંદન કરવું, સારી રીતે પ્રતિક્રમણ કરવું, અને બીજા જીવો ઉપર મૈત્રી આદિ ભાવોનું ચિંતન કરવું, આ અધ્યાત્મ માર્ગ છે એમ અપર આચાર્યો કહે છે. ૧

આજ વાત જરા સ્પષ્ટતાથી કહેવામાં આવે છે.

## દેવ વંદન.

વીતરાગ, દેવાધિદેવ શુદ્ધ આત્માના આદર્શ રૂપ છે. અને સાધકના પ્રાપ્તવ્યનું પરમ ધ્યેય છે. તે આદર્શ તરફ લક્ષ રાખીને, તે દેવની મૂર્ત્તિ સન્મુખ તેમને વંદન કરવું. આનું નામ દેવ વંદન છે. આ દેવ વંદના અથવા ચૈત્ય વંદના કરતી વખતે સ્થાન, કાળ, ક્રમ, અને શબ્દાર્થનું ભાન બરોબર રાખવું જોઇએ.

આ પ્રમાણે ચૈત્ય વંદના કરવી. પ્રભુ ભક્તિ અર્થે બોલાતાં સ્તવનાદિ ગુણોની સ્તુતિ રૂપ હોવાં જોઈએ. તે એવા શાંત અને મધુર સ્વરે બોલવાં જોઇએ કે, જે બોલતાં બોલનાર અને સાંભળનારનાં રોમ રોમ વિકાશ પામે, અને મોહભાવ ઓછો થાય, તથા પ્રભુ તરફ પ્રેમ ભક્તિ જાગૃત થાય. આ સ્તવનો હૃદયની લાગણી, શ્રદ્ધા અને સંવેગ સાથે ગાવાં જોઇએ, કે જે આર્દ્ર હૃદયથી પ્રગટેલ નિર્મળ ઉર્મીઓની ઉંડી અસર, પોતાના અને સાંભળનારના મનને આનંદ ઉત્પન્ન કરે. આ આનંદ કે રોમાંચનો વિકાશ બનાવટી નહિં પણ સ્વભાવિક અને વર્ધમાન પરિણામ વાળો થાય તે અમૃત ક્રિયાનું લક્ષણ છે.

આ પ્રમાણે ક્રિયા પૂર્વક વંદન કરવું તે પોતાની યોગ્યતા વધારનાર પવિત્ર અને ઉપયોગી સાધન છે.

**કાળ.** એટલે સવાર, બપોર, સાંજ આ ત્રણ સંધ્યા ત્રણ કાળ ચૈત્ય વંદના કરવી.

**ક્રમ.** એટલે પ્રથમ ચૈત્ય વંદન, શક્રસ્તવ (નમુથ્થુણં નો પાઠ) સ્તવન અને જયવિયરાય આદિ પ્રણિપાત દંડકાદિનો અનુક્રમે ઉચ્ચાર કરવો.

**શબ્દ-અર્થ.** એટલે દેવ વંદન કરવાનાં સૂત્રો અને તેમાં કહેવાનો જે ભાવાર્થ હોય તે અર્થ. આ સૂત્ર, અર્થ

માંથી પોતાના ઉપયોગને બહાર નીકળવા ન દેવો, પણ તેમાંજ ઉપયોગ ટકાવી રાખવો તે.

**સ્થાન.** એટલે ચૈત્ય વંદના કરતી વખતની મુદ્રા-શરીરની આકૃતિ-જેમકે જમણો ઢીંચણ જમીન ઉપર સ્થાપન કરવો. ડાબો ઢીંચણ ઉભો રાખવો વિગેરે. તે પ્રમાણે શરીરનું સંસ્થાન રાખવું.

---

# પ્રકરણ ૪ થું.

---

## પ્રતિક્રમણ.

---

**स्वस्थानाद्यत्परं स्थानं प्रमादस्य वशाद्गतः**
**भूयोऽप्यागमनं तत्र प्रतिक्रमणमुच्यते  १**

પોતાની ભૂમીકા (ગૃહસ્થ હોય તો ગૃહસ્થની અને ત્યાગી હોય તો ત્યાગીની)થી પરસ્થાનમાં (નીચલી ભૂમિકામાં) પ્રમાદના વશથી જે જવાયું હોય ત્યાંથી પાછા પોતાની ભૂમીકામાં પાછું આવવું તેને પ્રતિક્રમણ કહે છે.

પ્રતિક્રમણ એ ચોથો આવશ્યક છે, છતાં છ આવશ્યક રૂપ ક્રિયાને પ્રતિક્રમણ ચાલુ ભાષામાં કહેવામાં આવે છે. પ્રતિક્રમણનો સામાન્ય અર્થ ઉપર જણાવવામાં આવ્યો તે થાય છે કે, પોતે ગૃહસ્થ હો કે ત્યાગી હો તેને લાયક જે ક્રિયાકાંડ, વ્રત, તપ, જપાદિ કરવા યોગ્ય નિયમિત કરેલ હોય તેનાથી પર જે અન્ય નીચલા સ્થાનમાં માનસીક પરિણામ દ્વારા, વચન દ્વારા કે શરીર દ્વારા, પ્રમાદ–અજ્ઞાનતાને લીધે જવાયું હોય તે પરિણામાદિથી પાછા ફરી, ઉંચા ચડી પાછા પોતાની ભૂમિકામાં આવવું તે પ્રતિક્રમણ છે.

તેની વિશેષ વિધિ આ પ્રમાણે છે. પ્રથમ સમભાવમાં બેસવાની સર્વ પાપવાળી મન, વચન, કાયાની પ્રવૃતિનો ત્યાગ કરવાના સંકલ્પ રૂપ ઓછામા ઓછી બે ઘડી સુધીની પ્રતિજ્ઞા કરવી. અથવા ચાલુ ક્રિયા પૂર્ણ થઇ રહે ત્યાં સુધીનો નિયમ લેવો. તે સામાયિક આવશ્યક. ૧

બીજા આવશ્યકમાં પોતાના ઇષ્ટદેવ, પરમ ઉપગારી વીતરાગ પ્રભુના ગુણની સ્તુતિ કરવી. ચોવીશ તીર્થંકર દેવના નામ સ્મરણ સૂચક—**લોગસ્સ** કે **સિદ્ધાણું બુદ્ધાણું** આ સૂત્રોમાં તે હકીકત આવે છે. ૨

ત્રીજું આવશ્યક વંદન નામનું છે. આ વંદન પોતાના ઇષ્ટગુરૂને કરવામાં આવે છે. આ વંદન સામે પોતે

અજાણુતાં ગુરૂની આશાતના કે અવજ્ઞા કરી હોય તે ગુરૂના ચરણમાં મસ્તક મૂકીને માફી યાચવાની પણ છે. આ ક્રિયા ગુરૂ પ્રત્યે બહુમાન, હૃદયનો પ્રેમ અને ભક્તિ દર્શાવવા રૂપ છે. તત્વને જાણનાર અનુભવી ગુરૂઓ પોતાના શબ્દ દ્વારા શિષ્યોનું અજ્ઞાન દૂર કરે છે. ૩

ચોથા આવશ્યકનું નામ પ્રતિક્રમણ છે. ઉપર જણાવી આવ્યા તેમ પ્રમાદાદિ દ્વારા પોતાની ભૂમીકાથી નીચી ભૂમીકામાં જવાયું હોય તેવા વ્રતાદિમાં લાગતા દોષોને યાદ કરી તે ભૂલની માફી માંગવી એ ભાવાર્થ છે. ૪

પાંચમું આવશ્યક કાયોત્સર્ગ છે. કાયા જે શરીર તેનો ત્યાગ કરવો તે કાયોત્સર્ગ. શરીરનો ત્યાગ કરવો એટલે અમુક એક, બે, ચાર, બાર, વીશ, ચાલીસ લોગસ્સ (તીર્થંકર દેવની સ્તુતિ) નો પાઠ મનમાં કરવા સુધી અથવા પંચપરમેષ્ટિ નમસ્કાર મંત્રનું સ્મરણ, ચિંતન કરવા સુધી દેહ ભાવનો ત્યાગ કરવો. દેહનું હલન ચલન થવા ન દેતાં સ્થીર રહેવું. દેહ ઉપર થતા ટાઢ, તાપ, ધામ, મચ્છર. ડાંસાદિના ઉપદ્રવની ઉપેક્ષા કરવી. દેહ ભાવમાંથી મનોવૃતિ-ઉપયોગ–ખેંચી લઇ પરમાત્માના નામ સ્મરણમાં જોડી રાખવી. તેનું નામ કાયોત્સર્ગ–દેહનો ત્યાગ એમ કહેવું આંહી ઇષ્ટ છે. ૫

છઠ્ઠો આવશ્યક પચ્ચખાણ નામનો છે. પ્રત્યાખ્યાન-પ્રતિજ્ઞા-ત્યાગ. એ અર્થમાં પચ્ચખાણ શબ્દ વપરાય છે.

કોનો ત્યાગ ? આહારાદિનો. શા માટે ? કાયોત્સર્ગ કરવાથી પણ દિવસમાં કરેલા અપરાધની શુદ્ધિ ન થઈ શકતી હોય તે દોષની શુદ્ધિ માટે તપ કરવો. શરીર, ઇંદ્રિયો તપે મન ક્લેષ સહન કરીને પણ ઇચ્છાનો નિરોધ કરે, ફરી તેવી પ્રવૃત્તિ ન કરે તે માટેની શિક્ષા.

આ શિક્ષા-દંડ-અનેક પ્રકારે છે. જેવો અપરાધ તેવો દંડ. અપરાધ કરનારના શરીરાદિની જેવી શક્તિ તેવો દંડ. જેવો અપરાધ કરવાનો આશય તેવો દંડ. આટલોજ દંડ કે સર્વને સરખો દંડ એમ એકાંત માર્ગ નથી.

મનુષ્યોના કાર્ય કરતી વખતના સંયોગો અને પરિણામ ઉપર વધતા ઓછા કર્મબંધનો આધાર રહેલો છે. તેમાં પણ વધારો કે ઓછાશ થવાનો આધાર કાર્ય કર્યા પછીના હર્ષ કે પશ્ચાતાપવાળા અધ્યવસાય ઉપર રહેલો છે. ૬

આ આવશ્યક ક્રિયા ત્રીજા ઔષધની માફક ગુણદાયક છે. એક ઔષધ થયેલ વ્યાધિનો નાશ કરે છે પણ વ્યાધિ ન હોય તો નવો ઉત્પન્ન કરે છે. બીજું ઔષધ વિદ્યમાન વ્યાધિ દૂર કરે છે પણ વ્યાધિ ન હોય તો ગુણ કે દોષ કાંઇ પણ કરતું નથી. ત્રીજું ઔષધ છતા રોગનો નાશ કરે છે અને રોગના અભાવે રસાયણની માફક પરિણામ પામી શરી-

રને પુષ્ટ કરી બળ આપે છે. આ દૃષ્ટાંતે આ પ્રતિક્રમણ છતા દોષનો નાશ કરે છે. દોષના અભાવમાં કર્મ નિર્જરાદિ કાર્યના પોષણમાં મદદગાર બને છે. માટે સવારે અને સાંજે એમ બન્ને વખત આ પ્રતિક્રમણ અવશ્ય કરવું.

## પ્રતિક્રમણની સંભાવના ક્યાં છે?

**पडिसिद्धाणं करणे किच्चाण मकरणे पडिक्कमणं**
**अस्सद्दहणे अ तहा विवरीयपरूवणा अ ॥ १ ॥**

જે જે કાર્ય જે ભૂમિકામાં પ્રતિષેધ કર્યાં હોય તે કાર્ય કર્યું હોય, જે જે કાર્ય જે ભૂમિકામાં કરવાનાં કહેલાં હોય તે ન કર્યાં હોય, જે સદ્દહવા યોગ્ય તેની શ્રદ્ધા ન કરી હોય, તેમજ વિપરીત પ્રરૂપણા કરી હોય તે માટે પ્રતિક્રમણ છે. આમાંથી પ્રતિક્રમણની ઉત્પત્તિ છે.

આ પ્રતિક્રમણ અંતઃકરણની નિર્મળતાનું પરમ કારણ છે.

# પ્રકરણ ૫ મું.

## મૈત્રી આદિ ભાવના. (૧)

સર્વ જીવો સુખી થાય તેવી લાગણીઓ મનમાં ઉત્પન્ન કરવી તે મિત્ર ભાવના છે. આ ભાવનાના બળથી વૈર, વિરોધની લાગણીઓ નાશ પામે છે. મન પવિત્ર થાય છે, શુભ ભાવના વૃદ્ધિ પામે છે.

આ ભાવના ચાર ભાગમાં વહેંચાય છે. ૧ ઉપકારી, ૨ સ્વજન, ૩ આશ્રિત, અને ૪ સર્વ જીવો.

જેમ જેમ હૃદયની લાગણીઓ વિશાળ થતી જાય છે તેમ તેમ આ ભાવનાનો પ્રદેશ પણ મોટો થતો જાય છે. અને છેવટે અખીલ વિશ્વ તરફ બંધુભાવ થઇ ભાવનાનો પૂર્ણ વિકાશ થાય છે.

શરૂયાત, ઉપકારી તરફ ઉપકાર કરવામાંથી થાય છે. જેમકે, કેટલાએક મનુષ્યો પોતાને ઉપકાર કરનાર ઉપકારી જીવ તરફજ મીત્ર ભાવના રાખે છે. તેનું ભલું ચિંતન કરે છે. તે સુખી થાય તેથી તે રાજી થાય છે. પણ ઉપકારી સિવાયના જીવો તરફ તે આ ઉદારતા વાપરી શકતો નથી. ૧

તેનાથી વધારે વિકાશપામેલી શુભ લાગણીવાળો મનુષ્ય, પોતાને ભલે ઉપકાર ન કરતા હોય તેવા પણ પોતાના ગણાતા સ્વજન, સંબંધી, કુટુંબનું ભલું ઇચ્છે છે. તેઓ સુખી થાય તેમાં તે રાજી થાય છે. પહેલા ઉપકારીનેજ ઉપકાર કરનાર સ્વાર્થી કરતાં આ કુટુંબના ભલાની લાગણી વધારે વિકાશ પામેલી ગણાય. ૨

આથી આગળ વધેલા મનુષ્યો પોતાને અથવા પોતાના પૂર્વજો-પૂર્વે થયેલા પુરૂષોને-આશ્રિત થઇને રહેલા હોય, તથા પોતાની નાત, જાતના કે પોતાના ગામના અથવા દેશના મનુષ્યો હોય તેમના તરફ મિત્રભાવ રાખે છે. તેમનું સારૂં ઇચ્છે છે, તેમને સુખી જોઈ સંતોષ પામે છે. ૩

તેનાથી પણ આગળ વધેલા નિર્મળ હૃદયના મનુષ્યો નાત, જાતના કે ધર્મ અથવા દેશના તફાવત રાખ્યા વિના સર્વ જીવો સાથે મૈત્રી ભાવથી વર્તે છે. તેમને મદદ કરે છે. અને તેઓના આનંદમાં આનંદ માને છે. આવા જીવોની દુનીઆના કોઈ પણ જીવ સાથે વેર વિરોધ વિનાની સર્વ દેશી ભાવના હોવાથી, તેઓમાં મહાન્ સામર્થ્ય પ્રગટ થાય છે. તેઓ એકલા મનુષ્ય તરફ પ્રેમભાવવાળા હોય છે એટલુંજ નહિ પણ સર્વ જીવોમાં (પછી તે નાનામાં નાના પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિથી લઇ જાનવરો, પંખીઓ અને મનુષ્ય સુધીના) પ્રમની લાગણીવાળાં હોવાથી, તેમનામાં વિરોધી ભાવના નાશ પામે છે. પોતામાં વિરોધી તત્ત્વ ન હોવાથી તેનું પણ વિરોધી કોઇ રહેતું નથી. તેવા મહાન્ પુરૂષોના સહવાસથી જીવો ગુણવાન બને છે. પરમ શાંતિ અનુભવે છે. તેઓની આસપાસમાં રહેલા વિરોધી ભાવવાળા જીવોના વિરોધો નાશ પામે છે, અને આપસમાં અંગત કુટુંબની માફક પ્રેમભર્યું વર્ત્તન કરે છે. આ સર્વ, સર્વ જીવો સાથેની મિત્રતાનું પરિણામ છે. ૪

## કરૂણા. (૨)

બીજા જીવોની દુ:ખી સ્થીતિ દેખીને તેનાં દુ:ખો દૂર કરવાની લાગણીઓને કરૂણા કહેવામાં આવે છે. આત્મ-માર્ગના પથિક મનુષ્યોનાં હૃદયો સ્વભાવિક રીતેજ કરૂણા

ાથી ભરપુર હોય છે, અને તેથી પોતાના બનતા પ્રયત્ને
ીજા જીવોને મદદગાર થાય છેજ. તેઓનું હૃદય કરૂણા
ાથી એટલું બધું આર્દ્ર હોય છે કે અન્યને દુઃખી દેખી
ઉપેક્ષા કરી શકતોજ નથી. તેનાં નેત્રોમાંથી દુઃખીને
ઇ પ્રેમાશ્રુ ટપકે છે. પોતે જો તે કાર્યમાં મદદગાર થવાને
શક્ત હોય તો અન્યને પ્રેરણા કરીને પણ સામાને શાંતિ
ાપે છે. છતાં શરૂઆતવાળામાં તો કેટલુંક અજ્ઞાન હોવાથી
વેકના અભાવે તે ભાવનાનો વિકાશ ક્રમે ક્રમેજ વધતો
ાય છે.

આ કરૂણા ચાર પ્રકારે છે; અથવા કરૂણાવાળા જી-
ાનો ચાર પ્રકારમાં સમાવેશ થાય છે. ૧ મોહથી કરૂણા,
દુઃખીને દેખવાથી કરૂણા, ૩ સંવેગથી કરૂણા, અને ૪
ાભાવથી કરૂણા.

મોહદશામાં અજ્ઞાનની મુખ્યતા છે, તેને લઇને વિવેક
ાના આ કરૂણા દષ્ટિનો દુરૂપયોગ પણ થાય છે. જેમકે
ાઈ મનુષ્ય માંદો-રોગી હોય અને તેણે કાંઈ રોગ વૃદ્ધિ
રનાર અપથ્ય ચીજ ખાવાની માંગણી કરી, કે જે વૈદ્યોએ
ાષેધ કરેલી હોય અને તે ખાવાથી તેનું ભાવી પરિણામ
ાનર્થના રૂપમાં આવવાનું હોય પણ તે અજ્ઞાન ભાવને
ઈ જાણી ન શકે, અથવા દરદી દુઃખી અવસ્થા જોઇ
ૃણાને લીધે તે નિષેધ કરેલ વસ્તુ તેને ખાવા આપે. આ

એક દૃષ્ટાંત છે. આ ન્યાયે બીજાં પણ આવાં દૃષ્ટાંતો યોજી લેવાં.

આવી કરૂણા તે ખરી કરૂણા નથી. કેમકે તેનું ભાવી પરિણામ કરૂણા જેનાપર કરવામાં આવી છે તેના અહિતમાં આવે છે. ૧

કોઈ પણ દીન, દુઃખી, આંધળો, અપંગ, વૃદ્ધ આદિને દુઃખી દેખીને, લોકવ્યવહારમાં પ્રસિદ્ધ કરૂણાની લાગણી થઇ આવે અને તેને લઇને તેને અન્ન, વસ્ત્રાદિ જરૂરીયાતનાં સાધનો આપવાં તે બીજી કરૂણા છે.

આ ભાવના પ્રથમ કરતાં ઉંચા પ્રકારની છે. આમાં વ્યવહારિક વિવેક સાથે હોય છે. ૨

જન્મ, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ અને ઉપાધીથી રીબાતાં–દુઃખી થતાં–પોતાના સંબંધીઓ, પરિચયવાળાઓ, મિત્રો વિગેરેને દેખી, તેમને સંસાર બંધનથી મુક્ત થવા અર્થે, કરૂણા વડે, ભાવી કલ્યાણરૂપ મોક્ષ પ્રાપ્તિ માટે ધર્મોપદેશ આપી સન્માર્ગમાં યોજવાં. આ જીવો વ્યવહારમાં ભલે સુખી હોય છતાં ધર્મ વિના ભાવી દુઃખી થશે એમ ભાવી કાળનાં સુખ માટે કરૂણા વડે સન્માર્ગે ચડાવવાં તે ત્રીજી કરૂણા છે. સામાન્ય મનુષ્યોમાં આ કરૂણાની લાગણીઓ હોય છે. ૩

ઉપરની કરૂણાથી વિશેષ પ્રકારે વિકાશ પામેલા જીવન-વાળા મહાન્ પુરૂષોમાં આ ચોથી કરૂણા હોય છે. તેઓ કોઈ પ્રકારના સંબંધી, નાત, જાત, કે દેશના મનુષ્યોના સંબંધની અપેક્ષા રાખ્યા સિવાય દુઃખી જીવોને મદદગાર થાય છે. દુનિયાના સર્વે જીવો પરમ શાંતિરૂપ નિર્વાણ પામે, જન્મ-મરણાદિ દુઃખથી રહિત થઇ પોતાના ખરા-સત્ય-સ્વરૂપનો અનુભવ કરે. આ લાગણીવાળી કરૂણા વડે, સ્વભાવથીજ સર્વ જીવોને આત્મબોધ, હિતકારી ઉપદેશ આપવાને પ્રવૃત્તિ કરે છે. સર્વે જીવોનુ કલ્યાણ થાય તે માટે અહોનિશ તેઓ પ્રયત્ન કરે છે. ૪

આ પ્રમાણે પોતાની જેટલી અને જે જાતની શક્તિ વિકાશ પામી હોય તેના પ્રમાણમાં જીવોના બાહ્ય અને આંતર દુઃખો દૂર કરવા માટે કરૂણાનો પોતાની શક્તિનો ઉપયોગ કરવો. તેથી અધ્યાત્મ બળ પોષણ પામે છે. કે જે ભાવી પોતાના હિતનું પરમ કારણ છે.

## પ્રમોદ યા મુદિતા. (૩)

બીજાને સુખી દેખી રાજી થવું. જ્ઞાની, ગુણી અને સુખી જીવોને દેખી તેમના તરફ ઇર્ષા કે દ્વેષ ન કરતાં સંતોષ માનવો, અથવા પોતાની અને પરની ઉન્નતિ જોઈ આનંદિત થવું તેને પ્રમોદ અથવા મુદિતા કહે છે.

આ પ્રમોદની ભાવના ચાર પ્રકારની છે. ૧ આપાતરમ્ય પ્રમોદ, ૨ સફ્હેતુ પ્રમોદ, ૩ ભાવી પરિણામ રમ્ય પ્રમોદ, અને ૪ પરમાર્થિક પ્રમોદ.

પ્રથમ આપાતરમ્ય પ્રમોદ આ પ્રમાણે છે. (આપાત) એટલે દેખવા માત્ર (રમ્ય) એટલે મનોહર. દેખવા માત્રથી ઉત્તમ જણાય છતાં પરિણામે દુઃખ રૂપ હોય. જેમકે કોઇ રોગી મનુષ્ય ઈચ્છાનુસાર અપથ્ય વસ્તુનું ભોજન કરી પોતાને આનંદ માને, તે. આ આનંદ દેખવા માત્રનોજ છે કેમકે અપથ્ય ભોજનનું પરિણામ રોગની વૃદ્ધિ, દુઃખનો વધારો અને છેવટે દેહનો નાશ–મરણ થવા સુધીમાં આવે છે.

આ દૃષ્ટાંતે વર્ત્તમાન કાળમાં રમણિક પણ ભાવિ કાળમાં દુઃખ રૂપ વિપાકવાળાં અનુકુળ વિષય સુખને મેળવીને તેમાં સંતોષ માને, તેથી પોતાને કૃતાર્થ માને અને તેવાં સુખ જેને મળ્યાં હોય તેની અનુમોદના કરે, તેને કૃતાર્થ માને તે આપાતરમ્ય પ્રમોદતા છે.

આ પાંચ ઇંદ્રિયોને અનુકુળ વિષયો કાયમ ટકી રહેવાનાં નથી, તેમજ તેની અંદર નિર્વેદ ઉત્પન્ન કરનારાં દુઃખનાં બીજ રહેલાં હોવાથી છેવટે તેનાથી નિરાશાજ ઉત્પન્ન થાય છે. અને સત્ય સુખ માટે તેને પાછી નવી શોધ કરવીજ બાકી રહે છે. સત્ય સુખની શોધ નથી કરતો અને આ માયિક સુખમાં આસક્ત રહે છે તો તેનાં ભાવી વિપાકો અસહ્ય દુઃખ રૂપે અનુભવવા પડે છે.

જેની વિવેક દૃષ્ટિ હુજી વિકાશ નથી પામી, જે સ્વાભાવિક સત્યાસત્યને સમજવાને હુજી બાળદશા ભોગવે છે, અને જે આ ક્ષણિક આનંદ આપનાર વિષયોનેજ છેવટના સુખ રૂપ સમજે છે તે પોતાને અને પરને મળેલા વિષય સુખમાં આનંદ માને છે. ૧

બીજી સદ્‌હેતુ મુદિતા છે. આમાં વિશેષ પ્રકારે વ્યવહાર કુશળપણું રહેલું છે. હદ ઉપરાંત ખાનપાન અને વિષયાદિ દુઃખરૂપ થાય છે, તેનાં અનેક દૃષ્ટાંતો વર્ત્તમાનકાળમાં તેની નજરે ખડાં દેખાય છે. તેથી દેહના રક્ષણ નિમિત્તે, નિરોગીપણા માટે, આ લોક સંબંધી સુખને જરૂરીયાતના પ્રમાણમાં ભોગવે છે. દેહાદિને હિતકારી વિષયો હોય તેટલાજ અને તે પણ થોડા પ્રમાણમાંજ ભોગવે છે. તેથી રોગાદિ ઉપદ્રવો થતા નથી. આ પ્રમાણે વર્ત્તમાનકાળમાં ઉપયોગી, હિતકારી વિષયોમાં પોતે પ્રવૃત્તિ કરે છે અને બીજા કોઇ તેવી પ્રવૃત્તિ કરી શરીરાદિથી નિરોગીતાદિ અનુભવતા જોઇને સંતોષ માને છે. તેની અનુમોદના કરે છે. તે સદ્‌હેતુ મુદિતા છે. મતલબ કે વર્ત્તમાન કાળમાં નીતિવાળી પ્રવૃત્તિ કરનારા અને તેને લઇ દેહાદિની નિરોગીતા અને વ્યવહાર કુશળતાને લઇ સુખમય જીંદગી ગુજારનારને દેખી ખુશી થવું, અને પોતે પણ તેવી પ્રવૃત્તિ કરી સુખી થવું તે. બીજી મુદિતા છે. ૨

હિતકારી પરિણામ એટલે જે પ્રવૃત્તિનું પરિણામ ભાવી કાળ માટે પણ સુખ રૂપમાં આવે છે. તે ત્રીજી મુદિતા છે. તેની પ્રવૃત્તિ એવી હોય છે કે આ લોકમાં અને પરલોકમાં તેનાં ઉત્તમ સુખ રૂપ ફળની પરંપરા ચાલુજ રહે છે. આ લોકમાં વ્રત, તપ, જપ, નિયમ અને પરોપકારાદિનાં કાર્યો કરવાની તે પ્રવૃત્તિ કરે છે. તેમાં પોતે આનંદ માને છે. તેવાં કાર્યો કોઈ કરતા હોય તો તે દેખીને તેને વિશેષ સંતોષ થાય છે. આવાં કાર્યના ફળ રૂપે આ લોકમાં તેની કીર્તિ વધે છે. માન સન્માન વિશેષ પામે છે. લોકો તેની વાહવાહ બોલે છે અને પરલોકમાં દેવ, મનુષ્યાદિના ભવમાં કલ્યાણની પરંપરા આપનારાં અનેક સુખનો તે અનુભવ કરે છે.

આવી પ્રવૃત્તિ પોતે કરવી અને જે કરતા હોય તેની અનુમોદના કરવી, તેનું બહુ માન કરવું, તેના ગુણો બોલવા, તે હિતકારી પરિણામ રૂપ મુદિતા છે. ૩

ચોથી પારમાર્થિક મુદિતા, એ ઉત્તમ મુદિતા છે. તે ઉત્તમ એટલા માટે કે તેની પોતાની પ્રવૃત્તિ મોહ, અજ્ઞાનાદિનો ક્ષય થવાથી ઉત્પન્ન થતા અવ્યાબાધ, અખંડ સુખ તરફ હોય છે. જેમ તેની પોતાની પ્રવૃત્તિ સર્વ કર્મ ક્ષયથી ઉત્પન્ન થતા શાશ્વત આનંદ તરફ હોય છે. તેવીજ રીતે દુનિયાના કોઇ પણ જીવો આ માર્ગ ઉપર હોય છે તેને

દેખીને તે વિશેષ પ્રકારે મુદિત થાય છે. મતલબ કે દુનિયાના સર્વ જીવો કાયમ સુખી થાય, પરમાનંદમાં મગ્ન થાય અને શાશ્વત શાંતિ પામે એવા પુરૂષાર્થ તરફ પ્રવૃત્તિ કરનાર જીવોને દેખી તે આનંદ પામે છે. તેની અનુમોદના કરે છે. તે ઉત્તમ પરમાર્થિક મુદિતા છે. ૪

## ઉપેક્ષા. (૪)

ઉપેક્ષા એટલે મધ્યસ્થપણું—કોઇના કાર્યમાં આડે ન આવવું. તેનાં કર્મ તે જાણે. સૌ સૌનાં કરેલાં કર્મ ભોગવશે. એવી ભાવના—લાગણી. આ ભાવનાનો મુખ્ય વિષય છે.

આ ઉપેક્ષા પણ જ્ઞાન અને વિવેકના પ્રમાણમાંજ ઉપયોગ કરનારી અને ફળ આપનારી થાય છે.

આ ઉપેક્ષા ચાર પ્રકારે કરાય છે. ૧ અહિત ઉપેક્ષા, ૨ ભાવી ઉપેક્ષા, ૩ વૈરાગ્ય ઉપેક્ષા અને ૪ તત્ત્વ ઉપેક્ષા.

કોઇ મનુષ્ય અહિત કાર્યમાં પ્રવૃત્તિ કરતો હોય, તેનું ભાવી પરિણામ તેને દુઃખરૂપ આવવાનું છે, એમ જાણવા છતાં, તેનો વિચાર ન કરતાં, અથવા તે વિચારને હાલ તરત ગૌણ કરીને, વર્તમાનકાળમાં તે સુખી થાય તે વાતને મુખ્ય કરીને—આ સુખી થવાની કરૂણા વડે તેનો નિષેધ તેને ન કરતાં ઉપેક્ષા કરી પ્રવૃત્તિ કરવા દેવી તે અહિત ઉપેક્ષા છે. જેમકે રોગી માણસ, પોતાની સ્વતંત્ર ઇચ્છાનુસાર અપથ્ય સેવન કરતો હોય તેને કરૂણા વડે નિષેધ ન કરતાં ઉપેક્ષા

કરવી. આજ ન્યાયે બીજાં પણ દૃષ્ટાંતો પાંચ ઇંદ્રિયોના વિષયો સંબંધી પણ સમજી લેવાં. ૧

બીજી ભાવી ઉપેક્ષા. પરિણામનો વિચાર કરીને ઉપેક્ષા કરવી. જેમકે કોઈ મનુષ્ય, આળસથી ધન ઉપાર્જન કરવામાં પ્રવૃત્તિ કરતો નથી. તેને પ્રવૃત્તિ નહિં કરતો દેખીને, તેનો કોઈ સંબંધી કોઇ વખત તેની ઉપેક્ષા કરે કે, અત્યારે તેને કહેવાનો અવસર નથી; તેવો કાળ નથી; તેને અનુકુળ સાધનો નથી અથવા તેનો ઉત્સાહ કે લાગણીઓ જોઇએ તે પ્રમાણમાં તે કાર્ય માટે વિકાસ પામી નથી. અમુક વખત સુધી હજી તેને પ્રેરણા કરવાની જરૂર નથી. એમ ધારી તેની ઉપેક્ષા કરે અને વખતની રાહ જુવે, અને વખત આવતાં કાર્યમાં પ્રવૃત્તિ કરાવે.

કોઈ વખત ભાવી પરિણામ સારૂં ન દેખાતું હોય તો મધ્યસ્થપણું ધારણ કરી તેની ઉપેક્ષા કરે. આજ દૃષ્ટાંતે ધર્મના માર્ગમાં પણ તેની ઉમર, કર્મનો ઉદય, ચાલુ લાગણીઓ અને આજુબાજુના સંયોગો વિગેરે ધ્યાનમાં લઇ, કોઈ વખતે હિતાર્થી માણસ તેને ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ કરાવે અને કોઇ વખતે ઉપેક્ષા કરી તે કાર્ય માટે વખતની રાહ જુવે. ૨

નિર્વેદ ઉપેક્ષા. અનેક દુઃખથી વીંટાયેલા અને તેને લઇને દુઃખથી જુદા ન પાડી શકાય તેવા સંસારના સુખમાં

સુખ તે કેવળ દુઃખરૂપજ છે. એમ વિચાર કરીને સર્વ ઇંદ્રિયોને આનંદ આપનાર સુખને દુઃખરૂપે સમજી તેની ઉપેક્ષા કરવી, તેનો ત્યાગ કરવો તે નિર્વેદ ઉપેક્ષા છે. ૩

તત્વચિંતન ઉપેક્ષા. દુનિયામાં રહેલા સારા કે નઠારા જે જે વિષયો છે. તે સર્વે પરમાર્થ રીતે વિચાર કરતાં રાગ દ્વેષ ઉત્પન્ન કરનારા નથી. તેમાં કાંઇપણ મુખ્ય કારણ હોય તો તે હું પોતેજ છું. મારામાં જે મોહાદિ વિકાર રહેલા છે તેથીજ મને રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે વિચાર કરીને સર્વ સ્થળે, સર્વ કાળે, પોતાને ઉત્પન્ન થતા સુખ દુઃખમાં, ઉપાદાન કારણરૂપે તે કોઈ પણ જીવને માનતો નથી. એમ પોતાને સુખ દુઃખ ઉત્પન્ન થવામાં સર્વ જીવોની ઉપેક્ષા કરી, પરમાર્થવૃત્તિએ પોતાનેજ સુધારવા પ્રયત્ન કરાય તે તત્ત્વચિંતન ઉપેક્ષા છે. ૪

આ પ્રમાણે સર્વ જીવો ઉપર પ્રેમ, સર્વ જીવો સુખી થાય તેવી લાગણીવાળી મિત્રતા, દુઃખી જીવો ઉપર કરૂણા, તેમનાં દુઃખ દૂર કરવાની લાગણી. ગુણવાન ઉપર દ્વેષ કે ઇર્ષા નહિ પણ તેમને સુખી જોઇને થતા આનંદવાળો પ્રમોદ અને અધર્મિ જીવો ઉપર તિરસ્કાર નહિ પણ ઉપેક્ષા. આવી પ્રવૃત્તિ કરનારા જીવો પોતાના પરિણામને શુદ્ધ કરી છેવટે અધ્યાત્મ યોગને સિદ્ધ કરે છે.

જેને યોગ સિદ્ધ થયેલો છે તેમને આ ભાવનાઓ સ્વભાવસિદ્ધ હોય છે. યોગના આરંભ કરવાવાળાને આ

ભાવના પ્રમાણે દરેક પ્રસંગમાં વર્ત્તન કરવાથીજ ભાવી કલ્યાણવાળું મન પવિત્ર થાય છે. યોગની પુષ્ટિ માટે આ ભાવનાને મહાત્માઓ રસાયણ સમાન ગણે છે.

પરમાર્થનો વિચાર કરનાર વિવેકી મનુષ્યોને આ મૈત્રી આદિના ચિંતન અને વર્ત્તનરૂપ અધ્યાત્મ યોગ હોય છે. તેવા મનુષ્યોની મનોવૃત્તિઓ પ્રાયે આ ચાર પ્રકારના પરિણામથી બાહાર હોતી નથી. અર્થાત્ મનની વૃત્તિઓને મૈત્રી, કરૂણા, પ્રમોદ કે માધ્યસ્થ ભાવમાં જ્યાં જેની જરૂરીયાત હોય ત્યાં તેને તે તે ઠેકાણે જોડી દઇને વ્યવહારનો તથા પરમાર્થનો નિર્વાહ તેનાથી કરી લે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### અધ્યાત્મ યોગનું ફળ.

---

**अतः पापक्षयः सत्त्वं शीलं ज्ञानं च शाश्वतम् ।**
**तथानु[illegible]ममृतं सद एव तु ॥ १ ॥**

આ અધ્યાત્મ યોગથી જ્ઞાનાવરણાદિ કિલષ્ટ કર્મનો ક્ષય થાય છે. તેનું (સત્ત્વ) વીર્ય વિકાશ પામે છે. (શીલં) તેના ચિત્તની સમાધિ વધે છે. વસ્તુના અવબોધ રૂપ શાશ્વત,

કોઇ સ્થળે સ્ખલના ન પામે તેવું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમજ આ અધ્યાત્મ યોગ, અતિ દારૂણ મોહરૂપ વિષના વિકારનો નાશ કરનાર હોવાથી એનું વૃતાંત અનુભવસિદ્ધ છે કે તે અમૃત સમાન છે. પરંપરા એ વૃત્તિ સંક્ષય યોગની પ્રાપ્તિ કરાવે છે.

આ પ્રમાણે નામ પ્રમાણે ગુણવાળો, આત્માને વિષે આત્માને જોડનાર અધ્યાત્મ યોગનું વર્ણન સમજવું.



॥ श्री वीतरागाय नमः ॥

# વિભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### ભાવના યોગ.

अभ्यासोऽस्यैव विज्ञेयः प्रत्यहं वृद्धिसंगतः ।
मनःसमाधिसंयुक्तः पौनःपुन्येन भावना ॥ १ ॥

આજ અધ્યાત્મયોગનો નિરંતર અભ્યાસ કરવો, તે અભ્યાસ વિશેષ ઉચ્ચ કોટિમાં આવે, મન નિરોધ અવસ્થામાં પ્રવેશ કરે તેવો વારંવાર અભ્યાસ કરવો, તે ભાવના યોગ કહેવાય છે.

મનને વિવિધ પ્રકારનાં ઉચ્ચ વિચારોની ભાવના આપવી તેને પણ ભાવના યોગ કહેવામાં આવે છે. આ ભાવના યોગમાં પૂર્વના અધ્યાત્મ યોગની ક્રિયા સાથે ઉચ્ચ વિચારોથી વાસિત કરવાનું કાર્ય છે. ઉચ્ચ વિચારોથી સંસ્કાર પામેલું મન નીચા વિચાર કરવાનું છોડી દે છે. વિચારબળ વિચારબળને તોડવાનું કામ કરે છે. એક મજબુત વિચાર

સેંકડો નબળા વિચારોને તોડી પાડે છે. એટલે આ ભાવનામાં વિચારબળ મુખ્ય છે. તે વિચારબળ આ યોગમાં–યોગની ભૂમિકામાં–જેટલું જરૂરનું છે તેને પાંચ ભાગમાં–પાંચ જાતના વિચારોમાં–વહેંચી નાખવામાં આવ્યું છે. શ્રુત ભાવના ૧, તપભાવના ૨, સત્ત્વભાવના ૩, એકતા ભાવના ૪, અને તત્ત્વ ભાવના ૫.

## (૧) શ્રુત ભાવના.

શ્રુત જ્ઞાનનો અભ્યાસ વધારવો. આત્મ જાગૃતિને આપનાર, વિવેક દષ્ટિ ખીલવનાર, જડ ચેતનનો ભેદ સમજાવનાર જ્ઞાન જાણવું જોઇએ. તે સિવાયનું જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી. એક મહાત્માએ કહ્યું છે કે, તે જ્ઞાનજ નથી કે જે ભણવાથી રાગ દ્વેષ વૃદ્ધિ પામે. સૂર્યના કિરણો આગળ અંધકારની શકિત નથી કે તે ટકી શકે! તેમ જ્ઞાન જ્યાં હોય ત્યાં રાગદ્વેષ ઓછા થવાજ જોઇએ. મતલબ કે રાગદ્વેષનો નાશ કરે તેજ જ્ઞાન કહેવાય.

શરૂઆતમાં, સુક્ષ્માર્થવાળા અને દ્રષ્ટિથી અગોચર પદાર્થોનું જ્ઞાન–શ્રુતજ્ઞાન–ભગવાનના કથન કરેલા સિદ્ધાંતોથી થાય છે, અર્થાત આવા આત્મજ્ઞાનનો અભ્યાસ કરવો.

જ્ઞાન ભણતાં અર્થ ઉપર અધિક લક્ષ આપવું. વગર સમજણે પાઠો મોઢે કરી જવા તે મગજમાં એક જાતનો

વગર પ્રયોજને બોજો ઉપાડવા જેવું છે. કારણ કે તેની હૈયાતી હો કે ન હો પણ તેથી પોતાનું કર્તવ્ય સમજાતું નથી.

શ્રુતજ્ઞાનથી નિત્ય, અનિત્ય, એક, અનેક, સદ્, અસદ્, ઉત્સર્ગ, અપવાદ વિગેરે વિસ્તારથી સમજવા. ઉત્સર્ગ, અપવાદને સમજવાથી પૂર્વાપર વિરોધ ટળી જાય છે. આગ્રહ ઓછો થાય છે. જ્યાં, જેની, જે કાળે, જેવી જરૂરીયાત હોય તેવી તે તે ઠેકાણે પ્રવૃત્તિ કરીને તે આગળ વધે છે. વળી દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક દ્રષ્ટિએ વસ્તુ તત્ત્વનો નિર્ણય સારી રીતે થઈ શકે છે. તે દ્રષ્ટિએ વિચારતાં દર્શનોનો વિરોધ નાશ પામે છે. વસ્તુ માત્ર સામાન્ય, વિશેષ ઉભય રૂપે છે. તે સાપેક્ષપણે વસ્તુ તત્ત્વનો વિચાર કરતાં વિરોધ રહેતો નથી.

શ્રુત અભ્યાસ કરવાનો મુખ્ય ઉદ્દેશ પોતાના લક્ષ બાહાર ન જાય એ વારંવાર સ્મરણ રાખવું. સત્ય સમજવું. અસત્યથી પાછા હઠવું. જાણવા યોગ્ય, ત્યાગવા યોગ્ય અને આદરવા યોગ્યનો વિવેક કરવો અને સત્ય સ્વરૂપ ઉપર ઉપયોગ સ્થીર કરવો એ આ શ્રુત જ્ઞાન જાણવા, ભણવાનો પરમ હેતુ છે. આ લક્ષથી શ્રુત જ્ઞાનનો વિચાર કરવો. ૧

## (૨) તપ ભાવના.

કનકાવળી, રત્નાવળી, મુક્તાવળી, ગુણરત્ન, વજ્રમધ્ય,

જવમધ્ય. ઇત્યાદિ અનેક પ્રકારના તપ કરવા. આ તપોબળ-કર્મને નિરસ કરવામાં, કામ વાસના મંદ કરવામાં, દેહની શુદ્ધિ કરવામાં વિશેષ ઉપયોગી છે. તપથી કિલષ્ટ કર્મનો નાશ થાય છે. ઇંદ્રિયોનો વિજય કરવા માટે, વૈરાગ્ય બળ વધારી, મજબુત પ્રતિજ્ઞા કરી ઘોર તપશ્ચર્યા કરવી.

મુખ્યતાએ કર્મનો નાશ કરવા સિવાય તપ કરવાનો બીજો ઉદ્દેશ હોવો ન જોઇએ. ઇચ્છાનો નિરોધ કરવો તે તપનું આંતર જીવન છે. ચોખા ઉપરનાં ફોતરાં ચોખાનું રક્ષણ કરવામાં ઉપયોગી છે. છતાં ખરી રીતે ઉપયોગીતો ચોખાજ છે. ફોતરાંનો ઉપયોગ બાળવાદિમાં થાય છે અથવા જાનવરને ખાવામાં થાય છે. ત્યારે ચોખાનો ઉપયોગ મનુષ્યોના ખાવામાં થાય છે.

આ દ્રષ્ટાંતે આંતર્ તપ એ ચોખા જેવું છે. ત્યારે બાહ્ય તપ ફોતરાં જેવું છે. આંતર્ તપ વિના બાહ્ય તપની કીંમત નજીવી છે. છતાં બન્ને તપ સાથે રાખવાની જરૂર છે.

મહાત્મા ઢંઢણ મુનિ, ખંધક મુનિ, કુરૂદત્ત મુનિ વિગેરે સાધુઓએ તપ રૂપ અગ્નિમાં આત્મા રૂપ સોનાને નાખી કર્મબળને બાળીને ઉજવળ-શુદ્ધ બનાવેલ છે. ધન્ય છે તેવા બાહ્ય અને અભ્યંતર તપોધારી મહાત્માઓને, કે જેઓએ દેહ ભાવ દૂર કરી, મમતાને બાળી નાખી, અહં-

કારનો નાશ કરી, નિ:સંગપણે રહી, નિર્જન પ્રદેશમાં આત્મસાક્ષીએ, દષ્ટા ભાવે તપોબળ વડે કર્મ ક્ષય કરી આત્મ સ્વરૂપમાં સદાને માટે !વિશ્રાંતિ મેળવી છે. ૨

## (૩) સત્વ ભાવના.

એ અનંત શકિતવાન્ આત્મા! દૃઢ ધીરજ ધારણ કરી દીનતાને દૂર કર. આ જીવનમાં સુખ દુ:ખ સંપત્તિ, વિપત્તિ વિગેરે જે જે અનુભવો કરવા પડે છે તે સર્વ આપણા કર્તવ્યનો બદલો છે, એટલે પૂર્વ કર્મને આધિન છે, પૂર્વે અજ્ઞાનાવસ્થામાં, મોહાદિને આધિન થઇને જે જે કર્મો કર્યાં છે, તેનો અનુભવ આપ્યા વિના તે કદી પણ રહેવાનાં નથી, તો પછી દીનતા કરવાથી તને શું લાભ થવાનો છે? માટે સાહસનો આદર કર. ધીરતા ધારણ કર.

તેં ક્રોધને આધિન થઇ, રણસંગ્રામમાં અનેક દુ:ખો સહન કર્યાં છે, તેટલાંજ જો સમભાવે સહન કર તો ખરેખર વિવેકનોજ ઉદય ગણાય અને તેથી તારાં કિલષ્ટ કર્મો નાશ પામવા સાથે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય.

હે આત્મન્! વિચાર કર. તને કયા પદાર્થ ઉપર રાગ થાય છે? દેખાતા સર્વ પદાર્થો અનિત્ય યાને આશાશ્વત છે. તન, ધન, સ્વજન, સંબંધી આદિ ઉપરનો સ્નેહ અંતે દુ:ખરૂપ નીવડે છે. નાનાં બાળકો ધુડ કે લીલી ભીની વેળુનાં

ઘરો બનાવી ઇચ્છાનુસાર ક્રિડાઓ કરે છે. તે ઘરો તેમની હૈયાતિમાં પાછાં ધુળરૂપ થઇ પડે છે, તેમ આ દેખાતા સર્વ સંબંધો પણ આપણી હૈયાતિમાં છે, પાછળ અવશ્ય વિનાશ પામનારો છે.

વટેમાર્ગુઓ સાંજે ધર્મશાળામાં એકઠા થાય છે અથવા ઉતારૂઓ નદી કિનારે જુદા જુદા સ્થળેથી નાવમાં બેસવા માટે એકઠા થાય છે, પાછાં થોડા વખતમાં જુદી જુદી દિશાઓમાં ઇચ્છાનુસાર વિખરાઇ જાય છે, જુદાં પડી જાય છે, તેવીજ રીતે આ સંબંધીઓનું પરિણામ પણ તેવુંજ આવે છે. તેઓની સાથે પ્રીતિ શા કામની? કેટલા વખત માટે? સ્વાર્થ સિદ્ધ થાય ત્યાં સુધી સગાં અને સ્વાર્થ ન સરે ત્યારે દુશ્મનની ગરજ સારનાર તેવા ક્ષણીક સ્નેહવાળા સબંધીઓ ઉપર વિશ્વાસ શું ઉપયોગી છે?

આત્મન્! આ બાહ્ય સંબંધીઓનો મેળાપ અનેક વાર થયો છે, પણ તેનું પરિણામ કોઇ વખત સુખરૂપ નીવડયુંજ નથી. માટે તે ઉપરથી મમત્વ ભાવ દૂર કર. અને આજ સુધી જેનો મેળાપ નથી થયો તેવા અંતરંગ આત્મ-ગુણરૂપ સંબંધીઓનો મેળાપ કરવા માટે પ્રયત્ન કર.

જેના વૈભવની ગણતરી ન થઇ શકે અથવા જેના બાહ્ય સુખને ઉપમા ન આપી શકાય તેવા ચક્રવર્તિ રાજાઓ, વાસુદેવો, બળદેવો અને ઇંદ્રાદિ દેવો પણ કાળે

કરી નાશ પામ્યા. તો પછી તારામાં તેવું કયું સામર્થ્ય છે કે તું તેના બળે કાળની સામે ટકી શકીશ?

આત્મન્! પરની ચિંતામાં આત્મભાન ભૂલીને આમ તેમ દોડ ધામ કરી રહ્યો છું; પણ યાદ રાખજે તેનાં કડવાં વિપાકોના અનુભવ કરવાના પ્રસંગે તેમાંથી કોઇ પણ તારી સંભાળ લેનાર નથી. અથવા તે ઉપયોગી થનાર નથી. રોગાદિકનો અનુભવ જેમ ઇહાં તારે એકલાનેજ કરવો પડે છે. આજ દૃષ્ટાંત પરભવના સંબંધમાં પણ કર્મ વિપાક ભોગવવા માટે તારે ધ્યાનમાં રાખવા જેવો છે.

ક્ષણભંગુર શરીરપર પ્રીતિ ન કરતાં અવિનાશી આત્મ ઉપર પ્રીતિ રાખ. આ દેહ સાથે પૂર્વ કર્માનુસાર જ્યાં-સુધી સંબંધ નિર્ણિત થયો છે ત્યાં સુધી કોઇ તેનો નાશ કરવા માટે કોટી ઉપાયો કરે તો પણ તેનો નાશ થવાનો નથી. તો પછી દેહ પડી જવાના ભયને લીધે ઘોર તપ-શ્ચર્યા અને ઉગ્ર આત્મધ્યાન કરવામાં શા માટે શંકા રાખીને પાછો હઠે છે? શાશ્વત શાંતિ મેળવવાના કાર્યમાં આ દેહ મદદગાર સાધન છે પણ જો તે માર્ગમાં પ્રવૃત્તિ કરવામાં આ દેહનો ઉપયોગ નહિ કર તો પછી આ દેહ વિવિધ દુ:ખથી ભરપુર ગતિવાળા સ્થાનોમાં તેને લઇ જવામાં મદદગાર થશે.

શાશ્વત શાંતિને છેડે પણ આ દેહનો વિયોગતો થવાનો છેજ. તે દેહનો ઉપયોગ જો તેમાં થતો હોય તો પછી તારે દુ:ખ માનવાનું કાંઇપણ કારણ નથી, જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ થયા પછી આ દેહનો નાશ થાય તો તેથી તને જરાપણ હાની નથી. દેહનું રક્ષણ કરવાની જરૂર પણ તેને માટેજ છે

આત્મન્! તું અજર, અમર, નિશ્ચળ અને ગુણની ખાણ તુલ્ય છે. અને આ દેહ, જડ, ક્ષણભંગુર અને વિનાશશીળ છે. આવા દેહની સાથે સંબંધ પણ તારે શા માટે જોઇએ? વળી તાડન, તર્જન, છેદન, ભેદન, વધ, બંધન, દાહ ઇત્યાદિ પુદ્ગલ પુદ્ગલને કરે છે. તુંતો અમર અને અગ્રાહ્ય છે. આવા દેહનો અનંતવાર વિયોગ થયો, નાશ થયો પણ તુંતો તેનો તેજ છે, અજર અને અમર છે, એટલે દેહના નાશથી તારો નાશ થવાનો નથી, કર્મના ઉદયથી દુ:ખ આવતાં વેદનાનો અનુભવ થાય તો પણ તે પ્રસંગે તારે તારા ખરા સ્વરૂપનુંજ ધ્યાન ચિંતન કરવું જોઇએ. જ્ઞાન, ધ્યાન, આત્માદિની વાતો કરવાનો પ્રસંગતો ઘણી વાર આ જીવને મળે છે પણ આપત્તિના પ્રસંગમાં કે દેહ વિયોગ થવાના અવસરે કોઈ વીર પુરૂષોજ પોતાના સ્વરૂપમાં લીન થઇ શકે છે. જે જીવો આર્ત્તધ્યાનમાં પડીને દુ:ખનો અનુભવ કરે છે તે જીવો જ્ઞાની કે જાણપણાવાળા

કેમ કહેવાય ? ખરા અવસરે તેનો ઉપયોગ કરવામાં નિષ્ફળ નિવડાય તો તે જ્ઞાન, ધ્યાન કે જાણુવાપણાનો ઉપયોગ પછી શા કામનો છે ?

ચેતન ! શુદ્ધ, નિરંજન, નિર્મળ તારો સ્વભાવ છે. દેહ તેથી વિપરીત સ્વભાવનું છે, તેના વિયોગથી દુઃખ શા માટે થવું જોઇએ ? આત્મન્ ! તું સ્વભાવ સિદ્ધ છે. દેહ આવી મળેલ છે. ભાડાનું ઘર છે. પહેલથીજ તે તારૂં નથી. તારૂં ઘર આત્મજ્ઞાન છે. તેમાંજ સમાઈ રહે.

હે આત્મન્ ! મહાત્મા મેતારજમુનિ, મહાત્મા ગજસુકુમાળ મુનિ, બાળયોગી સુકોશળ મુનિ અને રાજર્ષિ શ્રીમાન્ સનત્કુમારાદિની માફક દેહની મમતાનો નાશ કર. તે મહાત્માઓને માથે ઘોર કષ્ટો આવી પડયાં હતાં છતાં આત્માની અનંત શકિત સંભારી, સત્ત્વગુણનું અવલંબન લઇ, સમતારસમાં નિમગ્ન થઇ આત્માને તેમણે નિર્મળ કર્યો હતો, તેમ તું પણ સમરસ ભાવમાં રહી, પોતાના ઉપર વિશ્વાસ રાખી, આત્માની અનંત શક્તિઓને બાહાર પ્રગટ કર.

## (૪) એકત્વ ભાવના.

પ્રિય આત્મન્ ! જો તમે જ્ઞાન, ધ્યાન, અને ચારિત્રની દઢતા કરવા ઇચ્છતા હોતો એકાકી વિહાર કરતા

જીનકલ્પી મુનિઓના ગુણોનું સ્મરણ કરો. તેઓનું અનુકરણ કરો. મોક્ષ માર્ગ સાધવામાં તે ઉત્તમ નિમિત્ત છે. સાધુઓએ ગૃહાવાસની મમતાનો ત્યાગ કર્યો હોય છે તો પણ ગચ્છની નિશ્રાએ રહેતા હોવાથી, ગચ્છવાસીપણાને લીધે પોતાના ગચ્છ ઉપર તેને મમતા રહેલી હોય છે. ગચ્છવાસી પોતાના સહવાસી મુનિઓ અને ગુર્વાદિ ઉપર સ્નેહ હોય છે. આ બંધનોને પણ તોડી વનમાં વિચરતા સીંહની માફક એકલો પ્રતિબંધ રહિત થઇને વિચર.

હે આત્મન્! અનાદિ કાળથી તું એકીલોજ જન્મ મરણ કરે છે, વિવિધ જાતિઓમાં જન્મ લે છે, તો પછી આ જન્મના પ્રતિબંધો પણ શા માટે જોઈએ? કેમકે હવે તને પાંખો આવી છે. આત્મજ્ઞાનમાં જાગૃત થયેલો હોવાથી તું હવે નિરાલંબન ગગન વિહારી થઈ શકે તેમ છે, તો પછી આત્મ સાધનમાં પ્રતિબંધ રૂપ ગચ્છવાસીપણાનો મમત્ત્વ પણ મૂકવો જોઇએ. અનંતકાળથી થતા સંસાર ચક્રના પરિભ્રમણના પ્રસંગમાં અનેક જીવો સાથે અનેક વાર શત્રુ, મિત્રતાનો અનુભવ તું કરી ચુકયો છે, તો પછી આંહી કોને શત્રુ અને કોને મિત્ર માનવો? કાળેકરી સર્વ સંબંધો અને આકૃતિઓનો અંત થાય છે. કર્મ એકલો કરે છે અને તેનો અનુભવ પણ જીવ એકલો કરે છે તો કોઈના ઉપર રાગ કે દ્વેષ શા માટે કરવો જોઇએ?

આત્મન્! જો તું આ સર્વ પરભાવનો ત્યાગ કરી પોતાના સ્વરૂપનું એકપણું ગ્રહણ કરે તો શુદ્ધ આત્મ સ્વરૂપનું ભાન થવું એ તારે માટે અત્યારે મુશ્કેલ નથી.

જેઓ વનની અંદર સીંહ અને હાથી સાથે વીચરવાની હામ ભીડે છે. સૂર્ય અસ્ત થાય તેજ સ્થળે અને તેજ આસને આખી રાત્રી પસાર કરે છે. ઘોર તપશ્ચરણ કરે છે. તપને પારણે લેપ ન લાગે તેવો હાથમાં આહાર લે છે. દિવસમાં એકજ વાર પાણી પીવે છે અને વનચારીની માફક અદીનપણે વનમાં રહે છે. આ સર્વ ઉગ્ર આચરણ આત્માથી પર જે અનાત્મ દશા–વિભાવ દશાની સોબત થવાથીજ કરવું પડે છે. પરસંગથી ગુણનો નાશ થાય છે. પરધન હરનાર ચોરની માફક આ સર્વ કર્મના દંડો પરભાવમાં આસકિત કરવાથી થયેલો છે. **सव्वे संगा महासवा.** સર્વ સંગો એ મહાન્ આશ્રવોના માર્ગો છે. પરસંગથી બંધન થાય છે. અને પરના વિયોગથી મોક્ષ થાય છે. માટે હે જીવ! પરભાવનો ત્યાગ કરી એકત્ત્વ ભાવનું (સ્વભાવનું) પોષણ થાય તેમ પ્રવૃતિ કર. તારી સાથે કોઈ જનમ્યો નથી અને તારી સાથે તારા માટે કોઇ મરનાર પણ નથી દુ:ખ કોઈ વહેંચી લેનાર નથી. આ બધું ક્ષણભંગુર અને વિયોગશીળ છે. પોતાના માનેલા પરિવારમાંના કોઈને મરતો જોઈ અજ્ઞાની મનુષ્ય રડે છે. શોક કરે છે. પણ તારે પોતાને પણ થોડા વખતમાં તેજ સ્થીતીમાં થઇને પસાર

થવું પડશે તેનો વિચાર કાં નથી કરતો? દુનીયાના સર્વ જીવો આ જન્મ, મરણના દ્વારમાં થઇને આગળ પસાર થાય છે. આ નિયમમાંથી દેવેન્દ્ર, ચક્રવર્ત્તિ, વાસુદેવ, પ્રતિવાસુદેવ અને બળદેવ જેવા સમર્થ પુરૂષો પણ છુટી શકયા નથી. તેઓને પણ આ વિભાવ દશારૂપ તન, ધન, સ્વજન આદિનો ત્યાગ કરીને પરભવમાં એકીલાજ જવું પડયું છે. તેમને મદદ આપવા માટે કોઇ પણ સહાયી થયા નથી. અને તેઓ પણ કોઇનું રક્ષણ કરી શકયા નથી. માટે હે આત્મન્! તારે આ નિશ્ચય ઉપર આવવું જોઇએ કે જ્ઞાન, દર્શનાદિ અનંતગુણોથી ભરપુર મારો આત્મા એકલો છે. બાકીના સંબંધો મને અનેકવાર પ્રાપ્ત થયા પણ છેવટે તેનાથી મને નિરાશાજ મળી છે.

આ ભાવના વડે અંતઃકરણને વિશુદ્ધ કરનાર મહાત્મા કરકંડુ, નમીરાજ, દુર્મુખ, મૃગાપુત્ર; હરીકેશીબળ, ચીલાતી પુત્ર અને અનાથીમુની ઇત્યાદિની વારંવાર અનુમોદના કર. અને તેમના પવિત્ર જીવનને યાદ કરીને તારા આત્માને તે માર્ગમાં ચાલવા માટે પ્રયત્ન શીળ બનાવ.

ૐ

## (૫) તત્ત્વ ભાવના.

કર્મ ઉપાધિ રૂપ છે. આત્માના સત્ય સ્વરૂપને તે

દબાવે છે. શુદ્ધ નિરંજન સિધ્ધાત્માઓ સત્ય સ્વરૂપના આરિસા સમાન છે. તે આલંબન મનની સામે રાખીને તેનું ધ્યાન–તે તે સ્વરૂપે મનને પરિણમાવવારૂપ ધ્યાન કરવાની જરૂર છે.

મનુષ્ય જન્મ, ઉત્તમ કુળ અને સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ તમને થઈ છે. માટે પ્રમાદને દૂર કરી તેનો સારો ઉપયોગ બને તેટલો કરો.

શુદ્ધ સ્વરૂપમાં સમયાંતરે દર્શન ઉપયોગ અને જ્ઞાન ઉપયોગ રહેલા છે. જ્ઞાનાશકિતને આવરણ કરનાર કર્મ દૂર થતાં અનંત જ્ઞાન–જ્ઞાતાપણાની દ્દષ્ટી ખુલ્લી થાય છે. દર્શનાવરણ કર્મ દૂર થતાં અનંત દર્શન–દ્દષ્ટાપણાની દૃષ્ટિ વિકાશ પામે છે. આત્મભાવમાં સ્થીરતા રૂપ અક્ષય, અનંત ચારિત્ર ગુણ, મોહનીય કર્મના દૂર થવાથી પ્રગટ થાય છે. અંતરાય કર્મનું આવરણ દૂર થતાં અનંત લાભ, દાન, વીર્ય ભોગ અને ઉપભોગ રૂપ આંતરિક શકિતઓ વિકાશ પામે છે. સુક્ષ્મ પણ શરિરાદિનું બંધન રહેલું ન હોવાથી અગુરૂલધુતાવાળી સ્વાધિન અવગાહના સિદ્ધ થાય છે. પુદ્દગલિક ભાવ વાળું નામ કર્મ ક્ષય થવાથી શુદ્ધ અમૂર્ત્ત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. આયુષ્યના બંધનો નિવૃત્ત થવાથી અનંત સ્થીતિ પ્રાપ્ત થાય છે કે ફરી તે સ્વરૂપમાંથી પાછું પડવાપણું રહેતું નથી. આત્માની જ્ઞાન શકિત પ્રગટ થતાં ઉત્પત્તિ,

સ્થીતિ, અને વિનાશ રૂપ સર્વ પદાર્થના પર્યાયો જાણી શકાય છે. ઈંદ્રિય જન્મ સુખથી નિસ્પૃહ થતાં અવ્યાબાધ સ્વરૂપના અનુભવ થાય છે તેને લઇ પોતાના આત્મામાં રમણ કરનાર તે રામ કહેવાય છે. તે કળી શકાય તેવો આ ઇંદ્રિયોથી નથી માટે અકળ કહેવાય છે. લક્ષમાં આવે તેવો ન હોવાથી તે અલક્ષ કહેવાય છે. તે પરમ જ્યોતિ રૂપ છે. કર્મના લેપ વિનાનો હોવાથી નિર્લેપ છે. સર્વધ્યેયનું પણ તે ધ્યેય છે. ધ્યાના-ધ્યાન અને ધ્યેયનું અભેદતત્ત્વ છે. આવા અનંત ગુણના નિવાસ તુલ્ય સિદ્ધ પરમાત્માના સ્વરૂપમાં જેઓ અભેદતા અનુભવી શકે છે તેઓના હાથમાંજ મોક્ષ સુખ રહેલું છે.

આ આત્મા, બંધ રૂપે, અબંધ રૂપે, કર્ત્તાપણે, અકર્ત્તાપણે, ભોક્તાપણે, અભોક્તાપણે, એકપણે, અનેકપણે, નિત્યપણે, અનિત્યપણે, આદિપણે, અનાદિપણે ઇત્યાદિ સાપેક્ષ દષ્ટિએ-સ્યાદ્વાદ દષ્ટિએ-વિચારવા યોગ્ય છે.

બાહ્ય તપ, જપ અને ક્રિયાકાંડ કરવાથી અષ્ટકર્મના નાશ થઇ શકતો નથી. તે સર્વ શરૂઆતમાં મન શુદ્ધિ માટે ઉપયોગી છે. પણ કર્મોના ક્ષય તો આત્મધ્યાન કરવાથીજ ઘણા થોડા વખતમાં થઇ શકે છે. શુદ્ધ આત્માના અનુભવ વિના જેટલી શુભ પ્રવૃત્તિ છે તે સર્વ શુભ બંધના કારણ રૂપ થાય છે. પણ આત્મામાં જેટલો વખત મન પરિણમી

રહે છે તેટલા વખત સુધી આશ્રવ રોકાય છે. આત્મભાવે મનનું પરિણમવું તે આશ્રવ રોકવાની (આવતાં કર્મ રોકવાની) પાળ સમાન છે. એમ નિશ્ચય કરીને આત્માવલંબન કરવા માટે પ્રયત્ન કરવો.

શ્રીમાન્ ભરત રાજા, ઈલાચી પુત્ર, તેતલીપુત્રાદિ અનેક મહાન્ પુરૂષો આત્માવલંબનથી પાર પામ્યા છે. તેમને નમસ્કાર થાઓ.

આ ભાવના મોક્ષની નીસરણી છે. પ્રેમ પૂર્વક તેને વીચારવી જોઈએ તેથી નિર્મળતા વધે છે. નિર્મળતા વધવાથી કષાય ઓછા થાય છે. મુનિઓ માટે આત્મ શકિતની ખાણ સમાન છે. કર્મને કાપનારી છે. ધ્યાનમાં વૃદ્ધિ કરનાર છે. અને દુઃખને હરનારી છે. પરંપરાએ મોક્ષ આપનારી છે.

### ભાવનાયોગનું વર્ત્તમાન ફળ.

**निवृत्तिरशुभाभ्यासाच्छुभाभ्यासानुकूलता.**
**तथा सुचित्तवृद्धिश्च भावनाया फलंमतम्. १**

કામ ક્રોધાદિ અશુભ અભ્યાસથી પાછું હઠાય છે. જ્ઞાનાદિ વિષયવાળા શુભ અભ્યાસને અનુકુળ ભાવ–પરિણામ થાય છે. તેમજ શુદ્ધ ચિત્તનો ઉત્કર્ષ–વૃદ્ધિ થાય છે આ ભાવના યોગનું ફળ છે.

ઈતીશ્રી ભાવના યોગો.



# ધ્યાન યોગ.

उपयोगे विजातीय प्रत्यया व्यवधानभाक्
शुभैकप्रत्ययो ध्यानं सूक्ष्मा भोगसम न्वितम्. १

વાયુ વિનાના સ્થાનમાં રહેલા સ્થીર દીપકની શીખા સરખો જ્ઞાનમાં (ધ્યેયમાં) ઉપયોગ હોય, આ સ્થીરતાના અખંડ પ્રવાહને તોડી નાખનાર.

## ધ્યાન યોગ.

शुभैकालम्बनं चित्त ध्यानमाहुर्मनीषिण:
स्थिरप्रदीपसदृशं सूक्ष्माभोगसमन्वितम्.

સુક્ષ્મ ઉપયોગ યુક્ત, અને વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીપક સરખા સ્થિર અને પ્રશસ્ત એક અર્થના આલંબનવાળા ચિત્તને વિદ્વાનો ધ્યાન કહે છે. ૧

વાયુ વિનાના ગૃહમાં દીપક સ્થીર રહે છે. તેની શિખાની ધારાનો પ્રવાહ સતત-અખંડ રીતે પ્રજવલીત હોય છે. તેવીજ રીતે શુભ આલંબનવાળા એક પદાર્થમાં મનના પ્રવાહની ધારા સતત ચાલ્યા કરતી હોય, ચાલુ આલંબનને મૂકીને વિષયાંતરમાં લક્ષ આપવા રૂપ ચાલુ પ્રવાહને તોડી નાખનાર વિષયાંતરનું જેમાં આંતરૂ ન પડતું હોય, તેવી શુભ ઉપયોગની પ્રવૃત્તિને ધ્યાન કહે છે.

જેમકે એક પ્રભુનું સ્મરણ કરવાનું શરૂ કર્યું. આમાં પ્રભુ ભગવાન મહાવીર-આ **મહાવીર** એવા શબ્દો તે શબ્દનો વાચક અર્થ ભગવાન મહાવીરનું શુદ્ધ સ્વરૂપ. અને તે શબ્દનું લક્ષ્ય ભગવાન મહાવીરનું દેહધારી સ્વરૂપ.- આ શબ્દ, અર્થ અને લક્ષ્યમાંથી મન ખસવું ન જોઇએ. બીજા વિચારાંતરો ઉત્પન્ન થઈને આ આલંબન તુટી ન જાય. પણ સતત તે લક્ષ્યમાં મનનો સજાતિય પ્રવાહ ચાલુ રહે. તેમાંજ સુક્ષ્મ ઉપયોગ ટકાવી રખાય તેવા, અંતર મુહુર્ત પ્રમાણના અભ્યાસને ધ્યાન કહેવામાં આવે છે.

અગ્નિ એવો શબ્દ, અગ્નિ શબ્દનો ઉચ્ચાર કર્યા કે સાંભળ્યા બાદ થતો અગ્નિ શબ્દનો વાચ્યાર્થનો બોધ અને અગ્નિનો સાક્ષાત્ અનુભવ થવો. આ ત્રણેનું જ્ઞાન ભિન્ન છે છતાં અગ્નિનો અનુભવ થતાં અગ્નિ શબ્દના ઉચ્ચારનો કે બોધની જરૂર રહેતી નથી. એટલે છેવટના અનુભવથી કૃતાર્થ થવાય છે.

બીજું લીંબુનું દૃષ્ટાંત છે. લીંબુ એવા અક્ષરો, લીંબુ શબ્દ સાંભળ્યા પછી તેથી થતો લીંબુનો બોધ-યા-લીંબુનું થતું જ્ઞાન, અને લીંબુ ખાવાથી થતો અનુભવ-અથવા લીંબુનો બોધ થવા પછી તે જ્ઞાનમાં વૃત્તિની એકાકારતા થતાં મોઢામાં ખટાશ આવવી- પાણી છુટવું આ પણ લીંબુનો અનુભવ છે.

આજ રીતે ધ્યાનમાં પણ સાલંબન અને નિરાલંબન મૂળ દ્રવ્ય કે કોઇ પણ ગુણનું ધ્યાન કરતાં અનુભવ થાય ત્યારે ધ્યાન પૂર્ણ થયું એમ કહી શકાય છે.

જેમકે ભગવાનની મૂર્તિનું આલંબન જે વખત લઇને ધ્યાન કરવાનું હોય ત્યારે મૂર્ત્તિ એ શબ્દ, મૂર્ત્તિ શબ્દના લક્ષ્યાર્થવાળો બોધ અને સાક્ષાત્ મૂર્ત્તિનો ધ્યાનમાં થતો દેખાવ. એ મૂર્ત્તિનો સાક્ષાત્ દેખાવ થાય ત્યારે મૂર્ત્તિ વિષયક પ્રભુનું ધ્યાન પૂર્ણ થયું કહેવાય.

ગુણ કે મૂળ દ્રવ્યનું ધ્યાન પણ આ પ્રમાણેજ કરવાનું છે. ગુણ તરિકે જેમકે શાંતિનું ધ્યાન કરવાનું છે. શાંતિ એ શબ્દ, શાંતિ શબ્દનો વાચ્યાર્થ બોધ-જ્ઞાન-અને તે શાંતિ વાચ્યાર્થને લક્ષમાં રાખી ધ્યાન કરતાં કરતાં છેવટે તે શાંતિ મનમાં પ્રગટ થાય ત્યારે તે ગુણનું ધ્યાન ફલીતાર્થ થયું.

મૂળ દ્રવ્યનું ધ્યાન-જેમકે સિદ્ધ પરમાત્મા, આ સિદ્ધ એવા શબ્દો, તે શબ્દોનો લક્ષ્યાર્થ બોધ અને તે બોધ ઉપર લક્ષ રાખીને ધ્યાન કરતાં કરતાં સાક્ષાત્ સિદ્ધનાં દર્શન થાય-યા મન તદાકારે પરિણામી રહી સિદ્ધ અને સાધક વચ્ચેનો ભેદ ન રહેતાં એકાકાર અનુભવ્યાથી તે મૂળ દ્રવ્યનું ધ્યાન.

અથવા સો, હું શબ્દ-આ શબ્દનો લક્ષ્યાર્થ-સઃ-તે શુદ્ધ આત્મા, અને અહું-તે-હું-જે શુદ્ધ પરમાત્મા છે તે હું છું. આ શબ્દનો વાચ્યાર્થ-આ શબ્દના વાચ્યાર્થનું ધ્યાન કરતાં કરતાં તે શુદ્ધ પરમાત્માનો સ્થિરતા ગુણ-મૂળ સ્વભાવ-આત્મ પ્રદેશની હલનચલનતા વિનાનો-સ્વરૂપ સ્થીરતા પ્રગટ થાય ત્યારે તે ધ્યાનફળ વાળું પૂર્ણ થયું કહેવાય.

આમાં મૂળ વસ્તુ-વાચક શબ્દ, અને શબ્દથી થતો લક્ષ્યાર્થનો બોધ એ બેનું જ્ઞાન તો તરત થાય છે પણ અનુભવ કરવામાંજ મુશ્કેલી છે. વખત લાગે છે. આ અ-નુભવ કરવાની ક્રિયાનેજ ધ્યાન કહેવામાં આવે છે. આ ધ્યાન કરતાં મનમાં જે જે વિક્ષેપો ઉઠે-વૃત્તિઓ મૂળ લક્ષને મૂકી લક્ષ્યાંતરનું ધ્યેય ઉત્પન્ન કરે તેને તીવ્ર ઉપયોગ અને ઘણીજ સુક્ષ્મદ્રષ્ટિએ તપાસતા રહેવું. તે તે વિચારના ચાલુ પ્રવાહને તોડી નાખનારી વૃત્તિઓને દૂર કરતા રહેવું. સાથે મૂળ પ્રાપ્તવ્યાર્થ જે સાધ્યનું લક્ષ છે તેનું સ્મરણ કે લક્ષ કરતા રહેવું. આમ કરતાં કરતાં બધા અન્ય લક્ષોથી મન

પાછું હઠી સ્વરૂપમાં--લક્ષમાં-ઐકાકારતા પામે તેજ ધ્યાનનું કર્ત્તવ્ય છે.

જેનું ધ્યાન કરવાનું છે તે વસ્તુ તત્વનો બોધ બન્યો રહે, તે તરફ વૃત્તિ સતત્ એક પ્રવાહે અખંડ રૂપે વહ્યા કરે, વચમાં વિચારાંતરો આવે તો તીવ્ર ઉપયોગ રાખી, સુક્ષ્મ દ્રષ્ટિએ તેની તપાસ રાખ્યા કરે, આવતાં પહેલાંજ અટકાવે, અથવા આવવાજ ન આપે એ ધ્યાનનું ઉત્તમોત્તમ રહસ્ય છે.

ધ્યાનનો વિષય એટલો બધો ગહન છે કે અનુભવ કર્યા વિના તેનું રહસ્ય સમજી શકાતું નથી. અન્ય દર્શનકારોએ સ્વરૂપનું ભાસન થાય, જેનું ધ્યાન કરાતું હોય તેનો સાક્ષાત્કાર થાય તેને સમાધિમાં ગણેલ છે. પણ જૈન દર્શનકારોએ સમાધિ અંગ જુદું આપ્યું નથી. પણ તેનો તે તે લક્ષણોનો ધ્યાનમાંજ સમાવેશ કરેલો છે, અને જો સમાધિ અંગ જુદું કહેવું હોય તો તેનેજ જૈનો સમાધી કહે છે કે તે સ્થીતિમાંથી ફરીને વ્યુત્થાન-પતિત થવાપણું-ન રહે. સદાને માટે તે સ્થિતિમાં સ્થીર થવાય. તે સ્થિતિ પૂર્ણ સમાધિની છે. તે સિવાય જ્યાં સુધી સુક્ષ્મ પણ મન, વચન, શરીર, પવનાદિનું હલન ચલન રહે છે, ત્યાં સુધી આત્મામા બાહારથી સુક્ષ્મ પણ કર્મ બંધ કરવાની યોગ્યતા રહે છે. આ યોગ્યતાને લઇનેજ સમાધિ દશામાંથી પાછું જાગૃતમાં-વ્યવહારમાં આવવું પડે છે. મળ સ્વરૂપમાંથી નીચી ભૂમિમાં

ઉતરવું પડે છે. તો ત્યાં સુધી તેને પૂર્ણ સમાધિ કેમ કહેવાય? માટેજ તે સર્વ ભેદોનો ધ્યાનમાંજ અંતરભાવ (સમાવેશ) કરવાંમાં આવેલો છે.

આ ધ્યાન કરનાર મનુષ્યોએ મનની ચંચળતાના કારણરૂપ ચિત્તના આઠ દોષો જાણવા. અને તેનો ત્યાગ કરવો. તેથી આ ધ્યાન ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે.

તે આઠ દોષો આ પ્રમાણે છે. ખેદ. ૧ ઉદ્વેગ. ૨. ભ્રમ. ૩. ઉત્થાન ૪. ક્ષેપ. ૫. આસંગ. ૬. અન્યમુદ્. ૭. અને રોગ. ૮. આગ્રહ પૂર્વક બુદ્ધિમાનોએ આ આઠ દોષો ત્યાગવા.

૧. **ખેદ.** કોઈ પણ જાતની પ્રવૃત્તિથી મનમાં ગ્લાની ઉત્પન્ન થાય, આવા હદ ઉપરાંતના પ્રયાસને **ખેદ** કહે છે. આવા ખેદને લઈને ચિત્તની એકાગ્રતા થાય તેવી દૃઢતા તે મનુષ્યમાં રહેતી નથી. જેમ ખેતી વડે સાધ્ય થતી અનાજની નિષ્પત્તિમાં પાણી અસાધારણ (મુખ્ય) કારણ છે તેમ આ એકાગ્રતા, યોગના માર્ગમાં મુખ્ય સાધન છે. આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એ નીકળે છે કે, ધ્યાન કરનાર યોગીએ મનને અવ્યવસ્થિત સ્થિતિમાં લાવી મુકે તેવી શારિરીક પ્રવૃત્તિ—મહેનત—કરવી ન જોઇએ. ૧

૨. **ઉદ્વેગ.** કોઈ માણસને લાંબા વખતથી બેસી રહેવાની ટેવ પડી હોય તેને જેમ કોઇ પણ કાર્યમાં પ્રવૃત્તિ

કરતાં મનમા ઉદ્વેગ થાય છે તે કોઇ ભયાદિ કારણને લઇ પ્રવૃત્તિ કદાચ કરે છે તો પણ તે કાર્ય તરફ અંતરંગ પ્રેમ ન હોવાથી રાજાની વેઠ કરનાર મનુષ્યોની માફક તે જેમ તેમ તે કાર્ય પુરૂં કરે છે, તેમ ધ્યાનમાર્ગમાં કોઇ પણ પરવશતાદિ કારણને લઇ અંતરંગપ્રીતિ વિના પ્રવૃત્તિ કરવી તેને ઉદ્વેગ કહે છે.

ઉદ્વેગ પૂર્વક ધ્યાનમાં પ્રવૃત્તિ કરવી તે, તેનો અનાદર સૂચવે છે. આ યોગ ક્રિયાના અનાદર વડે યોગીઓના કુળમાં જન્મ થવાની બાધકતાવાળું તે કર્મ બાંધે છે. તેને લઇને શ્રીમાન્ યોગીઓના કુળમાં જન્મ થતો અટકે છે. આત્મ શ્રદ્ધાવાળાં, જન્મનાં સંસ્કારી શ્રાવકોનાં કુળોને યોગીઓનાં કુળો માનેલાં છે. જેની વંશપરંપરામાં આ યોગ માર્ગ અસ્ખલિતપણે ચાલ્યો આવ્યો હોય છે, જેને લઇને બાલ્યાવસ્થા માંથીજ તે પોતાનો માર્ગ શરૂ કરે છે. આજુબાજુનાં સંયોગો યોગ માર્ગના પોષકજ હોય છે આવાં ગૃહસ્થોનાં કુળો તે યોગીઓનાં કુળો કહેવાય છે. "જેની જ્યાં પ્રીતિ, તેની ત્યાં ઉત્પત્તિ" આ ન્યાયે યોગ ઉપરના પ્રેમના અભાવે યોગ માર્ગમાં અનુકુળ યોગીઓના કુળમાં તે જન્મ પામી શકતો નથી. ૨

૩. **ભ્રમ** એટલે ચિત્તની વિપરીત સ્થીતિ. જેમાં જે નથી તેમાં તેનો આગ્રહ. જેમ છીપમાં રૂપાની ભ્રાંતિ. આ ભ્રમ દોષને લઇને આ કાર્ય મેં કર્યું અથવા નથી કર્યું. એ

બાબતનો સંસ્કાર રહેતો નથી. વળી આ વિભ્રમ દોષ વડે સત્ય સંસ્કારનો નાશ થાય છે અથવા વિપરીત સંસ્કાર મન ઉપર પડે છે. કર્ત્તવ્યાકર્ત્તવ્યની વાસના વિના યોગ સિદ્ધ થતો નથી. સંસ્કાર રહિત યોગમાં પ્રથમ સંસ્કાર વાળો યોગજ કારણભૂત છે. ૩

૪. **ઉત્થાન.** મનાદિ યોગની ઉદ્ધતતા અથવા વિહ્વળતાને લઇ મદોન્મત્ત મનુષ્યની માફક મનઆદિ યોગની પ્રવૃત્તિને ઉત્થાન કહે છે. આ દશામાં પ્રશમવાળી વૃત્તિના શાંત પ્રવાહનો અભાવ હોય છે. આ પ્રશાંતવાહિતાના અભાવે યોગનું કરવું તે ન કરવા બરોબર છે. શરૂઆતની પ્રવૃત્તિ રૂપે કાંઇક ઉપાદેયરૂપ હોવાથી ન કરવા કરતાં કરવું તે યોગ્ય છે. વિશેષ એ છે કે, આમાં એકાગ્રતાનો ભંગ કરનાર મનઆદિ યોગની ઉત્કટતાવાળો ખેદ હોવાથી ભાવી કાળમાં યોગ કરવાથી જે ઉદય થવો જોઇએ તે થતો નથી. એટલે ધ્યાન યોગમાં ઉત્થાન દોષ ત્યાગ કરવો જોઇએ. ૪

૫ **ક્ષેપ.** યોગ કરવાના ચાલુ વખતમાં આંતરે આંતરે યોગની ચાલુ ક્રિયા સિવાયના અન્ય કર્મોની અંદર ચિત્તને ફરવા દેવું-બીજા વિચારો કરવા દેવા-તેને ક્ષેપ કહે છે.

જેમ ડાંગરને વારંવાર ઉખેડીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે વાવવામાં-રોપવામાં-આવે તો તે ફળતી નથી. તેમજ મનોવૃત્તિને ચાલુ ધ્યાનમાંથી ખસેડીને-ઉખેડીને-અન્ય અન્ય

કાર્યમાં જોડવામાં–રોપવામાં આવે તો તેમાં ધ્યાનનું ફળ બેસતું નથી. શાળીને વારંવાર ઉખેડવાથી તેમાંથી જેમ ફળ ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામે છે તેમ ચાલુ ધ્યાનમાંથી મનોવૃત્તિને વારંવાર ઉખેડવાથી તેમાં રહેલી ફળ ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામે છે. રહસ્યાર્થ એ છે કે ચાલુ ધ્યાનમાંથી મનોવૃત્તિને કોઈ પણ સ્થળે ન જવા દેવાથીજ ધ્યાનનું ફળ પ્રગટ થાય છે. ૫

૬ **આસંગ.** આસંગ એટલે આસક્તિ. આજ અનુષ્ટાન સુંદર છે તેવો નિયમિત આગ્રહ. અથવા કદાગ્રહ. આ દોષને લઇને આવતાં કર્મને અટકાવનાર અને પૂર્વના કર્મને નિર્ઝરનાર જે અસંગ–નિર્લેપ ક્રિયા છે ત્યાં સુધી તે પહોચી શકતો નથી. પોતે વર્તમાન કાળમાં જે ક્રિયા કરે છે તે ક્રિયા સદાને માટેજ સુંદર માનવાના કદાગ્રહને લઇને હવે પછીની તેની આગળની ભૂમિકા તરફ તે પ્રવૃત્તિ કરી શકતો નથી. તેને લઇને ચાલુ ગુણસ્થાનકની સ્થીતિમાંજ તે અટકી રહે છે. પણ મોહનો સર્વથા નાશ કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ જે કેવળ જ્ઞાન સુધીની અને છેવટે સિદ્ધ દશા સુધીની ભૂમિકા છે તેને તે મેળવી શકતો નથી. માટેજ તેનું આસંગ દોષવાળું અનુષ્ટાન તત્ત્વ દૃષ્ટિએ નિષ્ફળ છે.

કહેવાનો આશય એવો છે કે ચાલુ ભૂમિકાને લાયકનું અનુષ્ટાન તે ભૂમિકાને માટે તો યોગ્ય છે પણ તેની ઉપરની ભૂમિકાને માટે તો તે ભૂમિકાને યોગ્ય અનુષ્ટાન હોય

તેજ ઉપયોગી છે. પહેલા પગથીઆને છોડયા સિવાય બીજા પગથિઆ ઉપર ચડાતું નથી. તેમ પહેલી ભૂમિકાને મૂકયા સિવાય બિજી ભૂમિકામાં પહોચી શકાતું નથી. જેમ જેમ લાયકાત વધતી જાય તેમ તેમ નીચલી ભૂમિકા મૂકી ઉપરની ભૂમિકા અંગિકાર કરતા જવી, આ ક્રમે છેવટનું જે પ્રાપ્તવ્ય છે તે પ્રાપ્ત કરવું.

નિરંતર પોતાની માનસીક સ્થીતિ તપાસતાં રહેવું. તેમાં થતા ફેરફારો અને ભૂમિકાના ગુણોની સરખામણી કરવી. ગુણો વધારતા રહેવું. એટલે દોષો ઘટતાજ જશે. ૬

૭ **અન્યત્ર મુદ્.** ચાલુ અનુષ્ઠાન–ધ્યાનાદિ–સિવાયનાં જે ભવિષ્યમાં બીજાં કર્તવ્યો કરવા લાયક હો, અથવા ન કરવા લાયક હો, તેના તરફ ચાલુ ધ્યાનના અભ્યાસ પ્રસંગે પ્રીતિ રાખવી તે અન્યત્ર મુદ્ કહેવાય છે.

પોતે જે ભૂમિકાને લાયક છે, વર્તમાનકાળમાં તેને જે જે જ્ઞાન, ધ્યાનાદિ કરવા યોગ્ય છે તેના તરફ આદર રાખતો નથી. બહુમાન ધરાવતો નથી. અને પોતે જે ભૂમિકાને લાયક નથી, ચાલુ ક્રિયાના પ્રસંગે પોતે જે ક્રિયા કરવાને અસમર્થ છે, જે ક્રિયા કરવાનો હાલ અવસર નથી, તે ચાલુ ક્રિયાની વિરોધી ક્રિયામાં રાગ રાખવો તે અન્યત્ર પ્રેમરૂપ દોષ છે.

આ અન્યત્ર પ્રેમ વાળી ક્રિયા પોતાના ઇચ્છિત લાભમાં અંગારાની વૃષ્ટિ સમાન છે. અંગારાની વૃષ્ટિ વસ્તુને બાળીને ભસ્મરૂપ કરે છે, તેમ વર્તમાન ચાલુ ક્રિયામાં પ્રેમના અભાવે તે ક્રિયાને પોષણ મળતું નથી, અને જેને તે પોષણ આપવા ઇચ્છે છે તેને લાયક પોતે ન હોવાથી, અથવા તે પોષણ તેને યોગ્ય ન હોવાથી, ચાલુ વિચારાંતરનો પ્રવાહ બેમાંથી એકને પણ મદદગાર ન થતાં નિરર્થક જાય છે.

દૃષ્ટાંત તરિકે, ચૈત્ય વંદના અથવા સ્વાધ્યાય કરવાના નેયમિત કાળમાં શ્રુત જ્ઞાન તરફના પ્રેમને લઈ મન તે તરફ લાગ્યું રહે, આથી ચાલુ ક્રિયામાં અનાદર થાય, તેમાં મન અને પ્રેમ ન હોવાથી તેનું ફળ બેસે નહિ, આ બાજુ જેમાં તેને પ્રેમ છે, અથવા મન જેમાં લાગી રહ્યું હોય છે તે, શ્રુત જ્ઞાનને લાયક બુદ્ધિ ન હોય અથવા તેનો વખત ન હોવાથી તેનું પણ ફળ ન મળે, આમ ઉભય ભ્રષ્ટ થવાય. માટે વર્તમાનકાળે જે ધ્યાનાદિ ક્રિયા ચાલુ હોય તેમાં સર્વ પ્રયત્ને બધું બળ વાપરવું. અને તેજ ક્રિયાને પુરતું પોષણ આપવું. ૭

૮ રોગ. શરીર સંબંધી રોગ. અથવા હાડ પ્રમુખ ભાંગવાથી થતી પીડા. આ રોગ યા, પીડાને કારણે ચાલુ ધ્યાનાદિ ઉત્તમ અનુષ્ટાનમાં વિઘ્ન આવે છે, અનુષ્ટાન બંધ કરવું પડે છે, ધ્યાનમાં ચિત્ત લાગતું નથી, બળાત્કારથી પ્ર-

વૃત્તિ કરવામાં આવે તો ચિત્તની સ્વસ્થતાના અભાવે ચાલુ ક્રિયાનું પ્રયોજન સિદ્ધ થતું નથી. આ કારણથી શરીરમાં રોગાદિ ઉપદ્રવો ન થાય તે માટે ખાવા, પીવાની, હરવા, ફરવાની, પ્રવૃત્તિમાં ઘણીજ સાવચેતી રાખવી. હિતકારી, થોડો અને યોગ્ય સાત્વિક ખોરાક લેવો, અને શરીરને પીડા થાય તેવી વિના પ્રયોજનની પ્રવૃત્તિ અટકાવવી. ૮

આ આઠ દોષો યોગ માર્ગમાં વિઘ્નરૂપ છે એમ સમજીને તેનો ત્યાગ કરવો. તથા ક્રોધાદિ વિકાર રહિત શાંત અને ઉદાર આશયવાળા થવું. આવી લાગણીવાળા યોગીનું ધ્યાન ભાવી હિતકારી કલ્યાણરૂપ ફળવાળું થાય છે.

## ધ્યાન યોગનું ફળ.

वशिता चैव सर्वत्र भावस्तैमित्यमेव च
अनुबंधव्यवच्छेदश्चेति ध्यानफलं विदुः १ १८-२१.

સર્વત્ર સ્વાધિનપણું, પરિણામની સ્થીરતા, નવીન કર્મનો અટકાવ, આ ધ્યાન યોગનું ફળ છે, એમ જ્ઞાનીઓ કહે છે. ૧

મન જ્યારે સજાતિય પ્રવાહની અખંડ ધારાવાળું થાય છે. ત્યારે તેમાંથી નવીન કર્મ ગ્રહણ કરવાની યોગ્યતાવાળો મળ ઘણો ઓછો થાય છે, તેને લઈને મન આત્માધિન બને છે. અત્યાર સુધી અનિચ્છા છતાં મન સ્વેચ્છાએ ફર્યા કરતું હતું, તે હવે આત્મા જેમ કહે તેમ અને જ્યાં કહે ત્યાં

સ્થીરતા ભાવ ધારણ કરે છે. તેના વિચારો સચોટ અને નિશ્ચળ બને છે. તે સાથે પરિણામો ઉત્તમ અને સાત્વીક હોય છે. આને લઈને ભવાંતરમાં નવીન ફળ આપનાર કર્મ બંધનો આરંભજ થતો અટકી જાય છે. આવી રીતનું સ્વાધિન થયેલું મન, વિવિધ પ્રકારની લબ્ધિઓ-સિદ્ધિઓની શક્તિ ધરાવતું થાય છે, છતાં તેને જીરવી રાખવાનું બળ પણ તેનામાં સાથેજ પ્રગટ થાય છે. આ સર્વ ધ્યાન યોગનું ફળ છે.





# સમતા યોગ.

अविद्या कल्पितेषूच्चैरिष्टानिष्टेषु वस्तुषु
संज्ञानात्तद्व्युदासेन समता समतोच्यते ॥ १

અવિદ્યાથી કલ્પાયેલી ઈષ્ટ અનિષ્ટ વસ્તુઓને વિષે સારી રીતે જ્ઞાન થવાથી, તે ઇષ્ટ અનિષ્ટતાનો ત્યાગ કરવા વડે જે સમસ્થીતિ, તેને સમતા કહીએ છીએ. ૧.

અનાદિકાળથી અજ્ઞાનતાવડે કલ્પેલી અસદ્ વાસના આ જીવને છે. તેને લઇને શરીર, ઇંદ્રિયો, તથા મનને પ્રમોદ દેવાવાળા ઈષ્ટ અનિષ્ટ શબ્દાદિ પદાર્થોને વિષે વિવિધ કલ્પનાઓ વડે રાગ દ્વેષ કર્યા કરે છે. તેમાંથી જ્યારે વસ્તુ તત્વનું ખરેખરૂં જ્ઞાન આ જીવને થાય છે ત્યારે તેને સમજાય છે કે જે પદાર્થને જોઇને તથા અનુભવીને એક વખત હું સુખ માનતો હતો, તેજ પદાર્થને બીજા પ્રસંગે જોતાં કે અનુભવતાં દ્વેષ કે ખેદ થાય છે એટલે તત્વ દૃષ્ટિએ

વિચાર કરતાં પદાર્થોમાં ઇષ્ટતા કે અનિષ્ટતા રહેલી નથી પણ તે લાગણીઓ પોતાની જરૂરીયાત કે ન જરૂરીયાતમાંજ રહેલી છે. વિવેક જ્ઞાનથી એમ સમજી જ્યારે આ જીવ પદાર્થ માત્રમાં ઇષ્ટતા કે અનિષ્ટતાનો ત્યાગ કરીને મનનું સમતોલપણું-રાગ દ્વેષ ન કરવાપણું-જાળવી રહે છે તેને સમતા કહેવામાં આવે છે. રાગ દ્વેષ સિવાયની મનની સમતોલ સ્થીતિને સમતા યોગ કહે છે.

મમતાનો ત્યાગ કરવાથી સમતાનો વિસ્તાર સ્વભાવિકજ થયા કરે છે. સમતાના વિશાળપણાને અટકાવનાર મમતાનો કિલ્લોજ છે. સ્ફટિકની પાછળથી ઉપાધી લઈ લેવામાં આવતાં સ્ફટિકના નિર્મળતાદિ ગુણો સ્વભાવિક રીતેજ પ્રગટ થાય છે, તેમ પદાર્થ માત્ર ઉપરથી મમત્વ ભાવનો મળ દૂર કરતાં, આત્માની સ્વભાવિક સત્તા પ્રગટ થાય છે. પ્રિય અને અપ્રિય, સારૂં અને ખોટું આ બન્ને કલ્પનાઓ વ્યવહાર માર્ગમાં છે. નિશ્ચય દૃષ્ટિએ પોતાના સ્વરૂપમાં સ્થીરતા કરતાં સર્વ કલ્પનાઓ નિવૃત્ત થઈ જાય છે. આ સ્વરૂપ સ્થીરતાને સમતાયોગ કહેવામાં આવે છે.

વ્યવહારિક પ્રયોજનમાં મદદગાર પદાર્થોને દેખી મનુષ્યો આનંદ માને છે, પણ જ્યારે તે પદાર્થો પોતાના પ્રયોનમાં ઉપયોગી થતા નથી ત્યારે તેજ પદાર્થ ઉપર મનુષ્યો દ્વેષ કરે છે માટે પદાર્થમાં ઇષ્ટાનિષ્ટપણું સ્વભાવિક નથી.

પણ પોતાની કલ્પનામાંજ ઇષ્ટાનિષ્ટપણું રહેલું છે. માટે તે સંકલ્પોનો ત્યાગ કરવાથીજ સમતાયોગ સિદ્ધ થાય છે.

પોતાના અભિપ્રાયથી એક મનુષ્યને એક વિષય ઇષ્ટ લાગે છે. તેજ વિષય બીજા મનુષ્યને તેના અભિપ્રાયે અનિષ્ટ લાગે છે. આમ એક કાળે એકજ વસ્તુમાં ઇષ્ટાનિષ્ટપણાનું ભાન જે થાય છે તે વસ્તુતઃ તે વસ્તુમાં નથી પણ વાસનાથી ભરપુર અંતઃકરણમાંજ આ સ્થીતિ છે. તે વિકલ્પનીજ કલ્પના છે. તાત્વિક વસ્તુસ્થીતિ નથી. મનની સંકલ્પ-વિકલ્પાત્મક અવસ્થા ઉપરામ પામતાં તેનો નાશ થાય છે.

જે કાળે આ જીવને એવો નિશ્ચય થશે કે મારૂં પોતાનું પ્રયોજન-આત્મ સ્વરૂપ પ્રગટ કરવું-તે મારેજ આધિન છે. સ્ત્રી, ધન, ભોગાદિની અપેક્ષાની તેમાં જરૂર નથી. બધા આશ્રયાંતરોનો ત્યાગ કરીને સ્વ આશ્રય ઉપરજ આધાર રાખવાથી મારૂં સત્ય સ્વરૂપ પ્રગટ થશે. એવો નિશ્ચય થતાંજ બાહ્ય પદાર્થો નિમિત્ત ઉત્પન્ન થતાં સંકલ્પોનું ઉત્થાન થતું અટકી પડશે.

વિષયોમાં સુખની ભ્રાંતિનો ભ્રમ નાશ પામતાં કંઠમાં રહેલ સુવર્ણના ન્યાયે સમતા પ્રગટ થાય છે. પોતાના ગળામાં સોનાનું ભૂષણ રહેલું હોય તેને શોધવા નિમિત્ત મનુષ્યો બીજે સ્થળે જતા નથી, તેમ રાગ દ્વેષના અભાવવાળી સ્થીતિ પ્રાપ્ત થતાં કોઇ પણ અટકાવી ન શકે તેવી અમોઘ સમતા પ્રગટ થાય છે.

શુદ્ધ દ્રવ્યાર્થિક નયે-આત્મશક્તિની અપેક્ષાએ સર્વ જીવોમાં સિદ્ધ સમાન શુદ્ધ સત્તા નિરંતર રહેલી છે. આ દૃષ્ટિએ જગતના સર્વ જીવોને સિદ્ધ સમાન શુદ્ધ જોવામાં આવે, અને જ્ઞાનાવરણાદિ કર્મથી ઉત્પન્ન થયેલું ઇષ્ટાનિષ્ટ પણું કે વિવિધપણું તેની ઉપેક્ષા કરવામાં આવે તે જોવામાં ન આવે તો આ જીવને કોઇ પણ પ્રકારે નાશ ન પામે તેવું ઉત્તમ સમપણું પ્રાપ્ત થાય.

જ્ઞાનદર્શન આદિ ગુણો, અને આત્મા ગુણી, આવા ગુણ ગુણીના ભેદનો ત્યાગ કરીને, અભેદ ભાવે એટલે એકપણાના અધ્યવસાયે ભેદ દ્રષ્ટિનો ત્યાગ કરીને જો આ જીવ, ઉત્પાદ વ્યયથી નિરૂપેક્ષ બની એક પરિણામે પરિણમે, અર્થાત્ નિશ્ચળ અવસ્થાયિ ધ્રુવ ઉપયોગે પરણમે તો તેનું મન કેવળ આત્મભાવે રમણ કરી રહે છે. આવા મહાન્ પુરૂષોમાં સર્વથી ઉત્કૃષ્ટ સામ્ય પ્રગટ થાય છે.

જ્યારે આ સમતાની પરિપાક અવસ્થા થાય છે, સમતાનો વિકાશ જગતના સર્વ જીવો પર્યંત પહોંચી વળે છે, તેની પૂર્ણ દ્રઢતા જામી રહે છે ત્યારે તે સમતાવાન આત્મામાંથી વિષયોની વાસના નાશ પામે છે, ઇચ્છાઓનો અભાવ થાય છે, મન, વચન, શરીરની પ્રવૃત્તિ નિર્દોષ બને છે, તેના જ્ઞાન, ધ્યાનાદિ વ્યાપારો આત્માર્થેજ થાય છે; આ પ્રસંગે કોઇ તેના શરીરને કુવાડાથી છેદે કે કોઇ ચંદનથી વિલેપન કરે તે બન્ને તરફ, રાગ દ્વેષની કે હર્ષ શોકની લાગણીઓ તેનામાંથી પ્રગટ થતી નથી.

અહો અચિંત્ય પ્રભાવશાળી આ સમતાયોગની હું કેટલી અને કેવી રીતે સ્તુતિ કરૂં ? તે મહાત્માઓ આ સમતાનો સંગ્રહ-આશ્રય-પોતાના સ્વાર્થ ખાતર કરે છે છત તે સમભાવવાળા મહાત્માના આજુબાજુના વાતાવરણમાં દાખલ થયેલાં, જાતી સ્વભાવને લઇ જન્મનાં વિરોધી સ્વભાવવાળાં પ્રાણિઓનાં વૈર વિરોધ પણ નાશ પામે છે. હંસ અને બીલાડો, મોર અને સાપ, મૃગ અને સીંહ, ગાય અને વાઘ ઇત્યાદિ પ્રાણિઓ તે મહાન્ પુરૂષની નજીકમાં સગા બંધુઓની માફક આપસમાં ભેટે છે, રમે છે, ગેલ કરે છે.

આ સમતા વિનાના કેવળ ધનના ત્યાગ રૂપ અન્ન પાન, વસ્ત્રાદિના દાન વડે શું ફાયદો થવાનો છે ? આ સમતા રસ વિના બાર પ્રકારનો તપ પણ વિરસ છે. મહાવ્રત અને અણુવ્રતાદિવ્રતો લુખાં છે. સ્વાધ્યાય સંતોષાદિ નિયમો પણ શુષ્ક છે. આ દાન, તપ, સંયમાદિ કરો ય ન કરો, તે સમતા વિના કર્મ નિર્જરારૂપ ફળ આપી શકતાં નથી. જો સંસાર સમુદ્રનો પાર પામવાની પ્રબળ ઇચ્છા તમને થઇ હોય તો વાહાણ તુલ્ય આ સમતાનોજ આશ્રય કરો. તેનીજ સેવા કરો.

પાંચ ઇંદ્રિયોના વિષયોથી ઉત્પન્ન થતું દેવોનું વાસન સુખ તે આપણાં નેત્રોથી દૂર છે. મતલબ કે શાસ્ત્રોમ દેવોના સુખનો જે ચિતાર આપ્યો છે તેનો આપણને

અત્યારે અનુભવ થઇ શકતો નથી. તેમજ શાસ્ત્રોમાં કહેલ આપણા પ્રાપ્તવ્યના લક્ષરૂપ મોક્ષનું સુખ તે તો તેનાથી પણ વિશેષ દૂર છે. સ્પષ્ઠ રીતે આપણે તેને જોઇ શકતા નથી, તેમ અત્યારે અનુભવી શકીએ તેમ નથી. પણ સર્વત્ર સમાનતાવાળી પરિણતીથી ઉત્પન્ન થતું સ્વાધિન આત્મ-સુખ તે તો આંહી પ્રત્યક્ષ મનની નજીકજ છે. તે સુખનો અમે આંહી અને હમણાંજ અનુભવ કરી શકીએ છીએ. આ સુખ અનુભવવાની જેમની ઇચ્છા હોય તેમણે સમતાનો આશ્રય કરીને તેનો અનુભવ લેવો. આમાં આવતા જન્મનો વાયદો કરવા જેવું નથી. ભાવાર્થ કહેવાનો એ છે કે સ્વર્ગ અને મોક્ષનાં સુખ પરોક્ષ છે એટલે તેનો અનુભવ આંહી થતો નથી, પણ સમતાનું સુખ તો આહી સ્વાનુભવ-સિદ્ધ હૃદયમાં અનુભવી શકાય તેવું છે.

અમૃતમાં સ્નાન કરવાથી વિષ ઉતરી જાય છે, તાપ નાશ પામે છે, અને મેલ દૂર થાય છે, તેમ સમતારૂપ; અમૃતમાં સ્નાન કરવાથી નેત્રોમાંથી કામ વિકારનું ઝેર ઉતરી જાય છે, નેત્રો નિર્વિકારી અને તેજસ્વી બને છે, સ્વ પરને સંતાપ કરનાર ક્રોધરૂપ તાપ નડતો નથી, અને ઉદ્ધતના અવિનીતપણું યા મનની ચંચળતારૂપ પાપમળ દુર થાય છે. આ સર્વ દોષોનું વિરોધી તત્ત્વ સમતામાં છે. સમતા જ્યાં હોય ત્યાં કામ વિકાર, ક્રોધાદિકષાય, અને મનની ચપળતા નાશ પામે છે. જન્મ, જરા, મરણરૂપ દાવાનળથી

પ્રજ્વલીત સંસાર રૂપ વનમાં અમૃતના મેઘની વૃષ્ટિ સમાન એક સમતાજ છે. અમૃતના મેઘની વૃષ્ટિ પ્રાણિઓને સુખરૂપ થાય છે, તેમ આ સમતા પ્રાણિઓને શાસ્વત આનંદ માટે થાય છે. આ ઉગ્ર સમતાનો આશ્રય કરીને ભરત મહારાજાદિ અનેક પવિત્રાત્માઓ નિર્વાણ પદને પામ્યા છે. તેઓને આ નિર્વાણ પદ પામવામાં મદદગાર વ્રત, તપ, જપ, સંયમાદિ કોઈ પણ કષ્ટકારી અનુષ્ટાન કરવું પડયું ન હતું, પણ એક અમોઘવિજયી શકિતની માફક અપ્રતિહત સમતાનોજ આશ્રય તેમણે લીધો હતો. આથી એ નિશ્ચય કરાય છે કે નિર્વાણની પ્રાપ્તિમાં વિજયી શસ્ત્ર એક સમતાજ છે.

આ સમતા, નરકના દ્વારો બંધ કરીને લોખંડી મજબુત અર્ગલાની માફક તે દ્વારોની પાછળ ઉભી થઇ રહે છે. કહેવાનો આશય એ છે કે સમતાવાન્ જીવોને માટે લોખંડી દરવાજા અને ભોગળવાળાં નરકના દ્વારો સદાને માટે બંધ થાય છે. વળી મોક્ષના માર્ગમાં ચાલવાને આ જીવને જરા પણ અગવડ ન આવે તે માટે દીપકની માફક અંધકાર દુર કરવાનું કામ આ સમતા કરે છે. અર્થાત્ સમતાના પ્રકાશ વડેજ નિર્વાણનો માર્ગ સદા પ્રકાશતો રહે છે. તેમજ ગુણરૂપી રત્નોના સંગ્રહ અર્થે આ સમતા રોહણાચળની ભૂમી સમાન છે. જેમ રોહણાચળની ભૂમિમાં રત્નો રહેલાં છે, તેમ સમતાની અંદર અનેક આત્મિય ગુણોનો

ગુપ્ત ભંડાર રહેલો છે. આ ભંડારનો ભોક્તા-માલીક-સમતાધારી આત્માજ છે. મોહથી આચ્છાદિત (બંધ થએલા) નેત્રવાળા અને તેથીજ આત્મસ્વરૂપને ન જોઇ શકનારા જીવોને માટે આ સમતા દિવ્ય અંજનશલાકાનું કામ કરે છે. જેમ દિવ્ય અંજનથી ભરેલી સળી આંખોમાં આંજવાથી નેત્રના રોગો દૂર થાય છે, તેમ સમતારૂપ દિવ્ય અંજનથી ભરેલી સલાકા-સળી આત્મ દર્શન થવામાં આડે આવનાર વિઘ્નરૂપ મોહ, અજ્ઞાનાદિ દોષોનો નાશ કરીને દિવ્ય નેત્રો પ્રગટ કરે છે. આત્માનું સત્ય સ્વરૂપ બાહાર ખુલું કરે છે.

સમતાની વાતો કરવાથી સમતાના સુખનો અનુભવ થતો નથી, એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. તે સમતાનો અનુભવ કરવા માટે પ્રવૃત્તિ બધા વિષયો તરફથી મનને ખેંચી લેવું જોઇએ, પછી ઓછામાં ઓછું બે ઘડી પર્યંત નિર્વિચાર રાખવું જોઇએ. આટલા ટુંકા વખતમાંજ તે સમતાના સુખનો આનંદ અનુભવાય છે. આ જે કાંઇ અપૂર્વ આનંદ પ્રગટ થાય છે તે કેવો હોય છે? એ વાત જો તમે આનંદ અનુભવનાર પાસેથી કહેવડાવવા માંગતા હો તો તેનો અનુભવ કરનાર તે આનંદ તેના મુખથી કહી શકવાનોજ નહિ. કેમ કે આ કાંઇ વાતોથી-વચનથી-વિષય નથી પણ અનુભવથી વિષય છે. જેમ કુમારી કન્યા પતિ સાથેના ભોગથી ઉત્પન્ન થતા સુખને જાણી શકતી નથી,

તેમ આ વાતો કરનારા જીવો કુમારી કન્યાના જેવા છે. આ આત્મારૂપ પતિનો અથવા સમભાવરૂપ પતિનો સંયોગ તેઓએ તેમની આખી ઉમરમાં પણ કર્યો નથી એટલે તેના સુખની તેમને શું ખબર પડે? આ રસજ એવો છે કે તેનો અનુભવ કરનારજ તે જાણી શકે. કુમારી કન્યા ઢીંગલે અને પોતીયે રમીને તે કૃત્રિમ પતિને પોતાના પતિ તરિકે સ્વીકારે છે. તેનાંથી ખરા પતિનો આનંદ તેને નથી મળતો. તેમ સમતારૂપ સાચા પતિ સિવાયના અન્ય માર્ગનો આશ્રય કરવા રૂપ ઢીંગલા, પોતિયામાંથી સાચા પતિ રૂપ આત્માનો આનંદ તેમને ન મળે તે સ્વભાવિકજ સમજાય તેવું છે. આવા લોકો કાંઇ પણ ધર્મ અનુષ્ટાન કરે છે તો તે સાથે તેમના હ્રુદયમાં મનાવા, પૂજાવાદિની વિવિધ પ્રકારની વાસનાઓ પણ તેઓ ભરી રાખે છે. આ મલીન અને અતિ ભારવાળા બોજાને લઇને તેઓ સમતાના નિર્ભય અને અભેદ્ય કિલ્લા સુધી પણ પહોંચી શકતા નથી, પણ માર્ગમાંજ તેમને વિવિધ વાસનાઓરૂપિ દુશ્મનો ઘેરી લે છે, અને રાગ, દ્વેષ, કામ, ક્રોધાદિ વિવિધ શકિતવાળાં બાણો વડે તેમનાં મર્મસ્થાનો વિંધાઇ જાય છે. આ ધર્મના મર્મરૂપ નિસ્પૃહતાનું ઉત્તમ સ્થાન (મસ્તક) છેદાતાં ધર્મ અનુષ્ટાનનું સાચું જીવન મરણ પામે છે. તે સત્ય જીવન વિના પુદ્દગલોની વિવિધ આકૃતિઓમાં વિવિધ રૂપો ધારણ કરીને દુ:ખી થાય છે.

હવે બીજી બાજુ તપાસીએ. આ વાતતો સમતાના ાભેદ્ય કિલ્લાનો આશ્રય લીધા વિનાના જીવો માટેની થઇ, ણ જેઓએ સમતાનું અભેદ્ય બખતર પહેર્યું છે. લોખંડી ંગમ કિલ્લાનો આશ્રય લીધો છે. તેમને આ નમસ્કાર, તુતિ પૂજનઆદિ કરાવવાની ઇચ્છારૂપ, મોહરાજાના સુભ-ાનાં બાણોની જરાપણુ અસર થતી નથી, પણ ઉલટાં તે ાણો સમતારૂપ વજ્રમય કવચ સાથે અથડાઇ, પછડાઈને ;ઠાં થઇ જાય છે. તેમની તીવ્ર અણિઓ નિષ્ફળ નિવડીને-ેરૂપાય થઇને-હેઠી પડે છે.

કર્મ નિર્જરામાં મુખ્ય કારણરૂપે સમતાજ છે. અજ્ઞાન શામાં આ જીવ અનેક કર્મોનો સંચય કરે છે. આ કર્મોનો ાંચય એકાદ દિવસ, વર્ષ કે ભવનોજ નહિં પણ કદાચ ાડાકોડી જન્મનો હોય તો પણ સર્વત્ર સમદૃષ્ટિ થવા રૂપ ામતાનો આશ્રય કરવાથી સૂર્યનાં કિરણો જેમ અંધકારનો ાશ કરે છે તેમ ઘણા થોડા વખતમાંજ નાશ થાય છે. આ ાઇ સમતાનો જેવો તેવો પ્રભાવ ન કહેવાય!

અન્ય દર્શનકારોને પણ સમતાભાવ જૈનપણું અર્પણ ૨ે છે. રાગ દ્વેષને જીતનાર તે જીન. તે જીનના સેવકો . જૈનો. મતલબ કે આ સમતાનો આશ્રય કરનાર જ ખરો ૈન છે. પછી ભલે તે જૈનના દેવ, ગુરૂ કે તત્ત્વોનો વ્યવહાર ાતે આશ્રય કરતો ન હોય પણ જે જીવન જીવવાનો જીનેશ્વર-

દેવનો ઉદ્દેશ છે તે સમભાવવાળું જીવન આ લોકોમાં હોય છે. અન્ય લિંગમાં સિદ્ધ થવાનો શાસ્ત્રમાં જે ઉલ્લેખ છે તે આ સમભાવવાળાને માટેજ છે. કેમકે સમભાવમાંજ જ્ઞાન, દર્શન, ચારિત્રનો સમાવેશ થઇ જાય છે. શુદ્ધ ઉપયોગ એજ જીન પ્રણિત છેવટનો બોધ છે. આ શુદ્ધ ઉપયોગની અખંડ ધારા તેજ આત્માનું સત્ય સ્વરૂપ છે. સિદ્ધાત્માઓના ભાવ પ્રાણ પણ તેજ છે. તેને લઇનેજ સર્વ કર્મોનો ક્ષય થાય છે. જ્ઞાનનું ફળ આ સમતા છે. સમતા વિના નયોનું જ્ઞાન એકાંત આગ્રહપણે ગ્રહણ કરવામાં આવે તો તે નિરૂપયોગી થઇ પડે છે. ચોથો પુરૂષાર્થ મોક્ષ સિધ્ધ કરી શકતું નથી. સમતાવાન્ મનુષ્ય નયોના જ્ઞાનને સ્વસ્વરૂપમાં મદદગાર તરીકે ઉતારી શકે છે. જો આ સમતા ન હોય તો તેનામાં ચારિત્ર પણ ન હોય. સમતા એ ચારિત્ર ફળ પુરૂષના અંતરંગ પ્રાણ છે. સર્વ ફળોની ઉત્પત્તિનું ખરૂં જીવન (પ્રાણી) સમતા જ છે. આ સમતા રૂપ પ્રાણ જેમાંથી ચાલ્યા ગયા હોય તે સિવાય અગર ત્યારપછી મનુષ્ય જે જે ક્રિયા કરતો હોય તે ખરેખર ધાર્મિક ક્રિયા નથી પણ ચારિત્રરૂપ પુરૂષના મરણની તે ઉત્તરક્રિયા છે. તેમાં મદદગાર મનુષ્યો તે આ મહાન્ તત્ત્વની મરણ ક્રિયામાં ભાગ લેનારા ડાઘુઓ છે. આ ઉપરથી એ રહસ્ય સમજાય છે કે સમતા વિનાની જે જે મહાન્ કષ્ટ સાધ્ય ક્રિયાઓ છે. તે સર્વ ઉખર જમીનમાં વાવેલા બીજ સમાન ઇષ્ટ પ્રાપ્તિરૂપ ફળ આપવાવાળી થતી નથી.

મુક્તિનો ખરો ઉપાય સંકલ્પવિકલ્પ વિનાની સમભાવ વાળી સ્થિતિ છે. તે સિવાય જે જે કર્મકાંડાદિ કરવામાં આવે છે તે, તે તે મનુષ્યોની અપેક્ષાએ સામાન્ય રીતે ઠીક છે. છતાં આ ક્રિયા કરી તે પણ છેવટે તેના ફળ તરિકે આ સમતાનેજ ઉત્પન્ન કરવાની છે. સારાંશ એ છે કે કર્મયોગ એ સમતાયોગ પ્રગટ કરવામાં કારણરૂપ છે.

શાસ્ત્ર વાંચીને સંતોષ માનનારા અને અનેક પ્રકારના કામ, ક્રોધાદિને ઓછા ન કરવા છતાં જ્ઞાનીપણાનો દાવો કરનારા જીવોને ઉદ્દેશીને કહેવામાં આવે છે કે, શાસ્ત્રોની શક્તિ તો નિર્વાણના માર્ગની દિશા બતાવવા પુરતીજ છે. તેનાથી આગળ એક ડગલું પણ તેનાથી વધી શકાતું નથી. રસ્તો બતાવનારની માફક આંગળીથી ફક્ત દિશાજ તે બતાવી દે છે. પણ સમતાના સામર્થ્યવાળો અનુભવ તો કેવળ જ્ઞાન અને કેવળ દર્શનરૂપ આત્માની શુધ્ધ સત્તાનો અનુભવ કરાવે છે. સંસારનો પાર પમાડે છે. માટેજ સમતા સર્વથી શ્રેષ્ટ છે. મતલબ કે મોક્ષની પ્રાપ્તિ કરાવવી તે શાસ્ત્રનો વિષય નથી પણ સમતાની છેલ્લી ભૂમિકાથીજ તે સાધ્ય થઈ શકે છે. ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ યોગનું તત્ત્વ સમતા છે. આત્માનું છુપામાં છુપું તત્ત્વ તે સમતા છે.

આ સમતાના રથમાં બેસીને મોક્ષના માર્ગ પ્રત્યે પ્રયાણ કરનારને રાગ દ્વેષ ઉપર કાંટાઓ હેરાન કરતા નથી. આ

રથને જ્ઞાન તથા ક્રિયા રૂપ બે ઘોડાઓ જોડવા જોઇએ. આ સમતાના રથને ખરીદવાની કીંમત આપવી પડે છે. તેની કીંમત એ છે કે, તે મનુષ્યે આત્મ પ્રવૃત્તિ કરવામાં અતિશય જાગૃતિ રાખવી. જેમ આત્મા વિશુધ્ધ થાય તેવી પ્રવૃત્તિ કરવી. દેહાદિ માટે ઉપયોગી વસ્તુ મેળવવાના પ્રસંગે પણ આત્મ લક્ષ જાગૃત રાખીને પ્રવૃત્તિ કરવી. આત્મા સિવાયની પ્રવૃત્તિમાં બહેરા, આંધળા અને મુંગા થવું જોઇએ. કોઇ મનુષ્ય કોઇના અવર્ણવાદ બોલતો હોય તે પ્રસંગે પોતે ન સાંભળતો હોય તેમ કાનને બહેરા કરી દેવા. કોઇના અપવાદ બોલવાના પ્રસંગે મુંગા થઇ રહેવું. ઇંદ્રિયોને ઉન્માદ કરાવનાર મોહક રૂપાદિ જોવામાં આંધળાની માફક વર્ત્તન કરવું. દરેક પ્રસંગમાં આત્મ-ભાન ન ભૂલાય તે માટે વારંવાર શુધ્ધ ઉપયોગે પરિણમવવું. મનને આત્માકારે પરિણમાવવું. આવા મનુષ્યોજ સામ્યપણું મેળવી શકે છે.

જેમ પૃથ્વી, સમુદ્ર અને પર્વતોના ભારથી પોતાની સ્થીરતા મૂકી દેતી નથી. તેમ સમતાવાન વિવિધ પરિષહ અને ઉપસર્ગના યોગથી ચલાયમાન થતો નથી. કેમકે તેને એવું જ્ઞાન હોય છે કે, જે થાય છે તે પૂર્વ કર્મના યોગે થાય છે. કર્મનો બદલો સર્વને મળે છેજ. બદલો ભોગવવાથી આત્મા વિશુદ્ધ થાય છે. કેમકે જેટલું કર્મ ભોગવાય છે તેટલું કર્મ ઓછું થાય છે. ફરીને તેવું કર્મ ન કરવુ તેવી

શિખામણ તેમાંથી મળે છે. કર્મનો બદલો ન મળતો હોય તો દુનિયામાં અવ્યવસ્થા થઇ રહે, પણ તેવું છેજ નહિ. બધું તંત્ર વ્યવસ્થાસર ચાલતું જણાય છે. તેજ કર્મના કાયદાને મજબુત રીતે સિદ્ધ કરે છે. દુનિયામાં કર્યા વિના કાંઈ થતું નથી. આ કાયદાને તે સમજતો હોવાથી ઉપસર્ગ કે પરિષહો જે આવી પડે તે સહન કરવાને તે તૈયારજ હોય છે. તે સહુન કરવામાં તેને સમતાની મદદ ઉપયોગી થઇ પડે છે. તેમજ તેમાંથી સમતાને વિશેષ પોષણ પણ મળે છે.

આ પરિષહાદિ આવી પડતાં અરતિ, મનની વિહ્વળતા, અને ઉપયોગમાંથી પતિત થવાથી આત્મકલ્યાણ થતું નથી. માટે મનરૂપ મારાને સમતારસમાં મર્દિત કરીને મૂર્ચ્છિત કરવો જોઇએ. અર્થાત્ સમભાવમાં રહેતાં મન મૂર્ચ્છિત થાય છે. અને મન મૂર્ચ્છિત થતાં કલ્યાણ–આત્મ સિદ્ધિ થવી તે જરા પણ દુર્લભ નથી. આવા યોગીઓને પછી બાહ્ય સુખમાં જરા પણ શાંતિ મળતી નથી. કેમકે તે સમતા અમૃતમાં મગ્ન થયેલો હોય છે ઘરના આંગણામાં કલ્પ વૃક્ષ ઉગેલો હોય તેની ઉપેક્ષા કરીને શું કોઇ બુદ્ધિમાન મનુષ્ય પૈસાને માટે અટવીમાં પર્યટન કરે ખરો કે? નહિજ. સમતા એ કલ્પવૃક્ષ સમાન છે. અને તે પણ બાહ્ય પદાર્થની અપેક્ષા વિના પોતાના ઘરના આંગણામાં જ રહેલી છે. સમતા લાવવા માટે બાહાર જવું પડતું નથી. 'ઘરના આંગણામાં છે' એમ કહેવાનો ઉદેશ એ છે કે

જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરી શકાય તેટલી તે નજીક છે. તેને કલ્પવૃક્ષ સમાન એટલા માટે કહેલી છે કે, કલ્પવૃક્ષ પાસેથી જે ચીજ માંગીએ તે મળે છે અને જ્યારે માંગીએ ત્યારે મળે છે, તેમ આ સમતા પાસેથી જે ધારીએ તે ચીજ મેળવી શકીએ છીએ. જન્મ, મરણના ભયથી મુક્ત થઈ શકીએ તેવું સદા આનંદમય પદ પણ મળી શકે છે તો પછી એવી કઇ ચીજ છે કે તે ન મળી શકે ? છતાં આ બાહ્ય પદાર્થો અજ્ઞાન મૂળવાળાં છે. પુદ્ગલમાંથી તેની ઉત્પત્તિ છે. તે ગમે તેટલાં મળી આવે છતાં તેમાં શાંતિ નથી. પદાર્થોમાં શાંતિ છે એ માન્યતા ભ્રાંતિવાળી છે. સમતાવાનને આ ભ્રાંતિ અસર કરી શકતી નથી. તરંગ વિનાના જ્ઞાન સમુદ્રમાં તેનું મન રમણ કરે છે. સ્વભાવમાં સ્થીરતા કરવી તે સામ્યભાવને જ્ઞાનસમુદ્ર કહેવામાં આવે છે. આ સમુદ્રમાં ઇષ્ટાનિષ્ટના સંકલ્પ વિકલ્પવાળાં મોજાંઓ ઉછળતાં નથી, માટેજ તે તરંગ વિનાનો જ્ઞાનસમુદ્ર છે. સમુદ્રની ઉપમા એટલા માટે આપવામાં આવી છે કે જેમ સમુદ્રનો પાર આવતો નથી તેમ આ સ્વભાવ સ્થીરતા અંત વિનાની છે. જ્ઞાન સમુદ્રમાં તેનું મન રમણ કરે છે એનો ભાવાર્થ એ છે કે કદાચ તે વિચાર કરતો હોય તો પણ તે વિચારો શુદ્ધ આત્મતત્વના પોષક હોય છે, અને તેનો સંસ્કાર આત્માના પ્રદેશોમાં ચોકસ જરૂરીયાતવાળી લાગણીઓ ઉત્પન્ન કરે તેવા પડે છે. તેને લઇને બીજી હલકી લાગણીઓ મૂળથી

ઉખડી જાય છે અને તે મલીન લાગણીઓ વિરામ પામતાં સમતાનો વિશેષ પ્રકારે વિકાશ થાય છે. આ સમતાના અભાવ વેળાએ મમત્વ ભાવ અધિક વૃદ્ધિ પામે છે. એ અવસરે કરાતી સમભાવવાળી ક્રિયાઓ પણ માયિક હોય છે. અર્થાત્ ખરેખરી નહિં પણ બનાવટી હોય છે. કેમકે તેમાં સમભાવનાં પોષક બીજો હોતો નથી. આ વાત વ્યવહારનયની નથી, પણ શુદ્ધ નિશ્ચયનયની છે. એટલે તેમાં જરાપણ મલીનતા હોય તો કામ આવતી નથી. સૂર્ય, ચંદ્ર અને દીપક આકાશને રાત્રીને અને મંદીરને પ્રકાશીત કરી શકે છે, પણ તેઓ અંતઃકરણમાં પ્રકાશ નાખી શકતા નથી. અંતઃકરણમાં પ્રકાશ નાખનારી તો આ નિશ્ચયનયનવાળી સમતાજ છે. અંતઃકરણ તો શું પણ વૃદ્ધિ પામતો શામ્યમણીનો પ્રકાશ પરમાત્મતત્ત્વને પણ પ્રકાશે છે. વિવેક દ્રષ્ટિથી પોષણ પામેલી આ સમતાનો આશ્રય કરીને અનેક મહાત્માઓ નિર્વાણપદને પામ્યા છે. આગળ વધવામાં આ સમતાજ સરળમાં સરળ માર્ગ છે. બાકી બધો પ્રપંચ આ સમતા પામવા માટેજ છે.

હે મહાનુભાવો! મને સમતા પ્રાપ્ત થઈ છે એમ માનીને આ કષાય (ક્રોધ, માન, માયા, લોભ) રૂપ અગ્નિનો જરા પણ વિશ્વાસ કરશો નહિં. તેનાથી નિરંતર સાવચેત રહેજો. મનમાં જરા પણ ક્રોધાદિ પ્રગટ થાય કે તરતજ તેના ઉપર સમતા ભાવ રૂપ પાણી રેડી શાંત કરજો. તે પ્રસંગે જરા પણ ઢીલ

કરશો તો વૃદ્ધિ પામેલો કષાયઅગ્નિ, તમારા આજ પર્યંત સંચય કરેલા ગુણોને બાળીને ભસ્મીભૂત કરશે.

કોઈ જીવોની એવી માન્યતા હોય કે જ્ઞાનીઓને કષાયો પૂર્વના પ્રારબ્ધ જેટલા હોય છે તે તો દેખાવ માત્ર છે. તેની અસર તેઓ પોતા ઉપર થવા દેતા નથી.” આમ માનનારા તે બાબતમાં ઠગાય છે. આ તેમનું મિથ્યા અભિમાન છે. કેમકે વિરોધી તત્ત્વ સામું ઉભું હોય તો નબળા તત્ત્વને ત્યાંથી દૂર રહેવું પડે છે. ટાઢ હોય ત્યાં તાપ ન હોય અને જ્યાં તાપ હોય ત્યાં ટાઢ ન હોય. જ્યાં પ્રકાશ હોય ત્યાં અંધકાર ન હોય અને જ્યાં અંધકાર હોય ત્યાં પ્રકાશ ન હોય. આ ન્યાયે જ્યાં જ્ઞાન છે ત્યાં અજ્ઞાન ન હોય અને જ્યાં સામ્ય ભાવમાં લીનતા હોય ત્યાં આ કષાયાદિને રહેવાનું સ્થાન પણ ક્યાંથી હોય? માટે હે મહાશયો! તમારે આ ક્રોધ, માનાદિનો જરાપણ વિશ્વાસ કરવા જેવું નથી.

આ સામ્યતા વિના તપ ક્રિયાદિમાં પ્રવૃત્તિ કરવી તે તો માત્ર પ્રતિષ્ટા—ખ્યાતિ—મેળવવા માટેજ સમજવી. આવા મનુષ્યો કામધેનું, ચિંતામણી અને કામઘટ સમાન ઉત્તમ સંયમ ક્રિયાને, એક સમભાવ વિના કાણી કોડી સમાન કીંમત વિનાની કરી મૂકે છે.

સમભાવ વિનાનો અનેક શાસ્ત્રોનો અભ્યાસ, વિવિધ પ્રકા-

રની ધાર્મિક ક્રિયા, સંસારથી વિરક્તતા, તપ, ધ્યાન મૌન અને શ્રધ્ધાન તેથી પણ સમતાનો ગુણ અધિક છે.

દુર્યોધને અનેક પ્રહાર કર્યા અને પાંડવોએ નમસ્કાર કર્યો છતાં જે મહાત્માએ દુર્યોધન ઉપર ક્રોધ ન કર્યો અને પાંડવોના કર્તવ્યથી હર્ષ ન કર્યો તે સમતાવાન મુનિઓમાં ઉત્તમ દમદંત મહામુનિની અમે સ્તુતિ કરીએ છીએ.

મિથીલા નગરીને બળતી દેખી તેને બુઝાવવાને ઇંદ્રે પ્રેરણા કરવા છતાં "મારૂં આમાં કાંઇ પણ બળતું નથી" આમ કહેનાર અને માનનાર સામ્ય યોગારૂઢ મહાત્મા નમિરાજર્ષિ પોતાના સમભાવ વડે દુનિયામાં મહાન્ યશ વિસ્તારી ગયા.

સામ્ય ભાવના પ્રસાદથી શરીર ઉપરથી પણ મમત્વનો ત્યાગ કરનારા, મહાન્ સત્ત્વવાળા તથા આત્માનેજ ધ્રુવ-નિશ્ચળ-માનનારા શ્રીમાન્ સ્કંધસૂરિના શિષ્યોએ યંત્રમાં પીલાવા પર્યંતની પીડા સહન કરી પણ આત્મધર્મથી પતિત થયા નહિ.

સમતાની સમાધિવાળા મેતાર્ય મુનીનું કેવું લોકોત્તર સુંદર ચારિત્ર છે! કે, સોનીએ લીલી વાધરી માથે બાંધી, તડકે ઉભા રાખી મહાન્ દુ:ખ દીધું, છેવટે દેહનો નાશ કર્યો છતાં મનથી પણ તેના ઉપર ક્રોધ ન કર્યો. આ સર્વ સમતાનોજ પ્રતાપ છે.

અધમ સસરાએ માથે માટીની પાળ બાંધી, તેમાં અગ્નિના અંગારા ભરી જીવતાં સળગાવી દીધો, છતાં મહાત્મા ગજસુકુમાળ અંતરમાં જરા પણ તેના ઉપર ક્રોધથી પ્રજ્વલીત ન થયો, તે સમતા અમૃતના સમુદ્ર સમાન, મુનિઓમાં મુગટ તુલ્ય મહાત્મા કોને સેવવા યોગ્ય ન થયો ? અર્થાત્ પરમાત્મ-સ્વરૂપ પામીને સર્વને વંદનીય તથા સેવનીય થયો.

ગંગા નદીના પ્રવાહની અંદર દેવે સૂળી ઉપર વિંધિ નાખવા છતાં સમતાનો વેધ ( અનુસંધાન) જેણે મૂકયો નહિં તે પ્રયાગતીર્થનો ઉદય કરનાર અન્નિકાપુત્ર આ-ચાર્ય સમતાના પ્રભાવથી સર્વને માનનીય થયા.

ગાય, બ્રાહ્મણ, સ્ત્રી અને બાળકના ઘાત કરવા વડે ઉત્પન્ન થયેલા પાપથી નરકે જવાની તૈયારી કરી રહેલા દ્રઢ-પ્રહારી પ્રમુખ એક સામ્ય ભાવનું આલંબન લઈને એક ક્ષણવારમાં ઉચ્ચપદને પામ્યા છે.

કોઈ પણ વખત ધર્મ પ્રાપ્તિ નહિ થયેલી ભગવતિ મારૂદેવા, એકજ ભવમાં મોક્ષપદ પામ્યાં તે આ પવિત્ર અને નિર્દોષ સમતા સમાધિનુંજ કર્ત્તવ્ય હતું. આ પ્રમાણે સમતા ગુણનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. વર્ણન કરતાં વાણી થાકી જાય છે. વાણી પાર પામી શકતી નથી કેમકે તે અનુભવનો વિષય છે.

બુદ્ધિમાનો ! આ પ્રમાણે સમતા યોગના ઉપમાતિત પ્રભાવને જાણીને તેમાં પ્રેમ રાખો. તેમાં નિત્ય આનંદ છે. ખેદને અવકાશ નથી. સમગ્ર પાપ ગળી જાય છે. સ્વરૂપનો વિકાશ થાય છે અને ભાવ શત્રુ પર વિજય મેળવીને મોક્ષ લક્ષ્મી પમાય છે.






# વૃત્તિસંક્ષયયોગ.

विकल्पस्यन्दरूपाणां वृत्तिनामन्यजन्मनाः
अपुनर्भवितोरोध: प्रोच्यते वृत्तिसंक्षय: १

અન્ય દ્રવ્યના સંયોગથી વિકલ્પને ઉત્પન્ન કરનારી વૃતિઓનો ફરીને ઉત્પન્ન ન થાય તેવી રીતે રોધ કરવો તેને વૃત્તિસંક્ષય યોગ કહે છે. ૧.

આત્મા સ્વભાવથીજ તરંગ વિનાના સમુદ્ર સરખે સ્થીર છે. પવનનો સંબંધ થતાં જેમ સમુદ્રમાં તરંગ ઉં છે તેમ પોતાના કે અન્યના મન, શરિરાદિ દ્રવ્યના સંયો: વડે આત્મામા વિવિધ વિકલ્પોને ઉત્પન્ન કરનારી વૃત્તિએ ઉઠે છે. આ વૃત્તિઓ ફરી કોઇ પણ વાર ઉત્પન્ન ન થાઃ તેવી રીતે તેનો ક્ષય કરવો તેને વૃત્તિસંક્ષય યોગ કહે છે.

ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ. અ નિરોધ બે પ્રકારે થાય છે. અશુભમાંથી નિવૃત્તિ કરી શુભ યોગમાં પ્રવૃત્તિ કરાવવી તે પહેલો ભેદ-બીજો ભેદ સદા સર્વથા નિરોધ કરવો તે.

મન, વચન, કાયાની વૃતિઓના નિરોધ રૂપ વ્યાપા રનો પાંચે પ્રકારના યોગમાં સમાવેશ થઇ શકે છે. જેમ કે પ્રથમ અધ્યાત્મ યોગ, ભાવના યોગ, ધ્યાન યોગ અને સમતા યોગ આ ચાર યોગમાં, મન વચન કાયાના અશુભ યોગની નિવૃત્તિ અને શુભ યોગમાં પ્રવૃત્તિ કરવાપણું છે અને મન, વચન, કાયાની પૂર્ણ સ્થીરતારૂપ વૃત્તિનિરોધ તે પાંચમા વૃત્તિસંક્ષયમાં હોય છે. માટે આ પાંચે યોગન પ્રકારો અમુક અપેક્ષાએ વૃત્તિના નિરોધ રૂપજ છે. વૃત્તિ ઓનો નિરોધ એકી કાળે સર્વથા શરૂઆતમાં થઈ શકતે નથી તેથી આમ અનુક્રમે ચડતાક્રમે દરેક યોગમાં વૃત્તિઓને નિરોધ કરવાનું બતાવવામાં આવેલ છે.

મનોગુપ્તિ ત્રણ પ્રકારે કહેલી છે. સંકલ્પ વિકલ્પના ચક્રથી મનને મુક્ત રાખવું. ૧. સમભાવમાં મનને સારી રીતે સ્થિર રાખવું. ૨. આત્મ સ્વભાવમાં રમણ કરાવવું, લિન કરાવવું. ૩ કાય ગુપ્તિ, વચન ગુપ્તિ, સમિતિ આદિનો સમાવેસ આ ત્રણેની અંદરજ થઇ શકે છે. માટે જો ટુંકામાં કહેવરાવો તો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ–આ આઠ પ્રવચન માતામાં બધી જાતના યોગોનો સમાવેશ થાય છે. મતલબ કે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી જુદો કોઇ યોગનો પ્રકાર છેજ નહિ.

આ પાંચ પ્રકારના યોગો બતાવ્યા, તેમાં પહેલા અધ્યાત્મ યોગાદિ ચાર યોગો ઉપાય છે. ખરો યોગ તો માત્ર વૃત્તિસંક્ષય યોગ તેજ યોગ છે.

પ્રથમના યોગોના અભ્યાસથી છેવટનો યોગ સિદ્ધ થાય છે. પરમાર્થ દષ્ટિએ વિચાર કરીએ તો આત્માને કર્મના સંયોગની જે યોગતા રહેલી છે, તે યોગતાની નિવૃત્તિ થવી તેજ યોગ છે.

સ્થૂળ જે જવા આવવા રૂપ, અને સુક્ષ્મ જે ઉશ્વાસ નિઃશ્વાસ રૂપ, જીવના પ્રદેશની હલન ચલન રૂપ ચેષ્ટા, તે જીવનો વ્યાપાર છે. તેનેજ આત્માની વૃત્તિઓ માનેલી છે. તે સર્વની ઉત્પત્તિ, કર્મની સાથે જે જીવનો સંયોગ થયેલો છે તેનાથી છે, અને આ સંયોગનું કારણ જીવમાં કર્મ ગ્રહણ

કરવાની યોગતા રૂપ બીજ રહેલું છે. આ યોગ્યતાનો અભાવ થાય તો પછી, જીવને અન્યનો (કર્મનો) સંયોગ નજ થાય. આ અન્ય સંયોગની યોગ્યતા એજ સંસાર ભવભ્રમણુની–માતા છે. અન્ય સંયોગની યોગ્યતા કરતાં અન્ય યોગ (કર્મનો યોગ) સારો છે, કેમ કે તે તો વારંવાર નાશ પામે છે. પણુ આ યોગ્યતા પાછી કર્મયોગોને યોજી આપે છે. માટેજ કહ્યું છે કે, એકલા થડના છેદવાથી પાંદડાં પુષ્પ ફલાદિનો ફરીને અભાવ થતો નથી, પણુ મૂળનો નાશ કરવાથીજ તે પાંદડાંદિનો સર્વથા અભાવ થાય છે. તેમ આ સંસાર રૂપ વૃક્ષના મૂળ રૂપ અન્ય સંયોગ યોગ્યતાનો જ્યાં સુધી નાશ ન થાય, ત્યાં સુધી નારકી તિર્યંચ મનુષ્ય આદિ ભાવનો શરિરનો ગમે તેટલો નાશ કરો તો પણ, ભવમાં વેદવા લાયક વિકારોનો અત્યંત ઉચ્છેદ થઇ શકશે નહિ. આથી નિશ્ચય એ થાય છે કે, આ સંસાર વૃક્ષનું મૂળ યોગ-તાજ છે, અને વિવિધ પ્રકારની વૃતિઓ તે પલ્લવ–પાંદડાં ફુલ, ફળાદિને સ્થાને છે. વૃતિઓને તોડવા કરતાં પણુ અન્ય સંયોગ યોગતાને તોડવાની પ્રથમ જરૂર છે.

દરેક કાર્યની સિદ્ધિ માટે ઉપાયની મુખ્ય જરૂર છે. તેમ આ યોગતાના નાશ માટે અધ્યાત્માદિ યોગ એ ઉપાય છે.

उत्साहान्निश्चयाद्धैर्यात्संतोषात्तत्त्वदर्शनात्
मुनेर्जनपदत्यागात्षड्भिर्योगः प्रसिध्यति. १

વીર્યના ઉલ્લાસ રૂપ ઉત્સાહથી, ૧ કર્તવ્યપણાનો એકાગ્ર પરિણામરૂપ નિશ્ચયથી, ૨ કષ્ટ આવી પડયે છતે પણ પ્રતિજ્ઞાથી પાછા નહિં હઠવારૂપ ધૈર્યથી, ૩ આત્મામાં આરામ લેવારૂપ સંતોષથી, ૪ યોગ એજ પરમાર્થરૂપ છે એવો વિચાર કરવારૂપ તત્વ દર્શનથી, ૫ અને સંસારના સંબંધવાળા લોક વ્યવહારનો ત્યાગ કરવારૂપ જનપદના ત્યાગથી ૬. એમ છ પ્રકારે યોગ સિદ્ધ થાય છે.

## યોગનો નિશ્ચય કરવાનો ઉપાય.

યોગ સંબંધી આગમો,-ગ્રંથો વારંવાર વાંચવાથી ૧. "આમ કરવાથી આમ થઈ શકે અને આમ કરવાથી આમ ન થઇ શકે". ઇત્યાદિ અનુમાન કરવાથી. ૨ અને વારંવાર ધ્યાનનો અભ્યાસ કરાવવાના રસ વડે. ૩ આમ ત્રણ પ્રકારે પોતાની બુદ્ધિને વાપરવા વડે ઉત્તમ ભાવરૂપ યોગનો નિશ્ચય થાય છે.

## કેવી રીતનો નિશ્ચય થાય છે.

આગમ, અનુમાન અને અભ્યાસ વડે આત્મા છે એ નિશ્ચય થાય છે. આત્માથી જુદાં કર્મ છે. અગ્નિ અને લોઢાની માફક જીવ અને કર્મનો યોગ-મેળાપ થયેલો છે. આ સંબંધ સર્વ કાળમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ ( મન, વચન, કાયાની વૃતિ ) રૂપ હેતુ વડે થાય છે. આ મનાદિ યોગની શુભ કે અશુભ પ્રવૃતિના પ્રમાણમાં

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકોની ગતિ-પ્રાપ્તિરૂપ ફળ મળે છે. તેના કારણો મળવાથી જીવ અને કર્મના યોગનો વિયોગ થઇ શકે છે. આત્મા, કર્મ આદિ સર્વમાં પરિણામ-ધર્મ રૂપ સ્વભાવ રહેલો છે; તેને લઇને તે સંબંધનું વિરોધી તત્ત્વ મળતાં, તેઓનો આત્મા અને કર્મનો સંબંધ છુટી જાય છે. તેવો સ્વભાવ નજ હોય તો વંધ્યા પુત્રની માફક આત્મા કર્મ આદિની વિવિધતા સંભવેજ નહિ. આ સ્વભાવ હોય તોજ કાળ પુરુષાર્થાદિ પોત પોતાનું કાર્ય કરી શકે. આ પુરુષાર્થાદિ પણ જ્ઞાનની અપેક્ષા રાખે છે. જો જ્ઞાન ન હોય તો કોરડુમગને પકાવનાર પુરૂષના પ્રયત્નની માફક સર્વ પુરુષાર્થ નિષ્ફળજ નિવડે. માટે આત્મા અને કર્મના સબંધમાં વિયોગ થવાનો ( જુદા પડવાનો ) સ્વભાવ હોવાથીજ, તે તે જાતના મહા આરંભ, મહાન્ પરિગ્રહ ઇત્યાદિ ત્યાગ કરવાનો નિયમ કરવાથી, નરકાદિ ગતિને લાયક બીજો રહેલાં છે. તેવી વૃતિ ઉત્પન્ન ન કરવાનો નિયમ લેવાથી, અને તે પ્રમાણે પ્રયત્ન કરવાના પુરૂષાર્થથી, તેવી વૃતિઓ અટકાવી શકાય છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ આ ચાર બંધના મહાન કારણો છે. મિથ્યાત્વ એટલે સત્યમાં અસત્યની ભ્રાંતિ આદિ ૧. અવિરતિ એટલે વિવિધ પ્રકારની ઇચ્છાઓ ૨. કષાય એટલે ક્રોધ, માન, માયા, લોભ. ૩. અને યોગ એટલે મન, વચન, કાયાની શુભાશુભ પ્રવૃતિ ૪ આ ચાર કર્મ બંધનો-આત્મા સાથે

કર્મનો સબંધ કરાવનાર હેતુઓ-નહિ કરવાનો નિયમ કરવાથી, નરકાદિ ગતિને લાયકની ગતિઓ રોકાઇ જાય છે જો આ ગતિઓનો નિયમ ન કરવામાં આવે તો વારંવાર મરણ અને વિવિધ ગતિનુંભ્રમણ ચાલુ રહેવાનુંજ. આ કર્મ સબંધ કરાવનાર પાપસ્થાનકો નહિ કરવાનો નિયમ લેવાથી અંતઃકરણના મલિન પરિણામની વૃતિ થાય છે. શત્રુ મિત્રાદિ ઉપર રાગદ્વેષવાળાં અશુભ પરિણામોથી થતા અપરાધમાંથી બચી શકાય છે. તેમજ યથાસ્થિત વસ્તુ તત્વનું ભાન થતાં તેની સાથે વિશુદ્ધ પરિણામ રૂપે જોડાયેલી પરના દુઃખને દૂર કરવાની કરૂણા વિશેષ પોષણ પામે છે, જે કરૂણા કરવા વડે શત્રુએ'ના પણ કિલષ્ટ પરિણામ રૂપ અપરાધો દૂર કરી શકાય છે. જેમ પરમ કૃપાળુ ભગવાન મહાવીર દેવે ચંડકોશિક સર્પ ઉપર કરુણા કરી. જે કરૂણાના પરિણામે ચંડકોશિક જેવા શત્રુના રૂપને ધારણ કરનારા, રૌદ્ર પરિણામી જીવના સ્વભાવને પણ, ઉચ્ચગામી બનાવી દીધા. અને નરક ગમન કરવાની તૈયારીવાળો પણ દેવભૂમીને મેળવી શકયો. આ સર્વ પાપ નહિં કરવાના નિયમનુંજ પરિણામ છે.

આ અધ્યાત્માદિ ચાર યોગને અન્ય તીર્થાન્તરીઓ સંપ્રજ્ઞાત સમાધિ કહે છે. કેમકે સંપ્રજ્ઞાત સમાધિના વિષયભૂત વૃત્તિઓ, અને તેના પદાર્થોનું પૃથક્ પૃથક્ જ્ઞાન આમાં થઈ શકે છે. આ પ્રમાણે આ સમાધિવડે સમાહિત

ચિત્તવાળો યોગી, ફરીને જન્મ ન થવાના કારણ રૂપ ક્ષપ-કશ્રેણિને પામીને ઘણાજ થોડા વખતમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન પામે છે.

આ વૃત્તિક્ષયયોગને અન્યદર્શનીયો અસંપ્રજ્ઞાત સ-માધિ કહે છે. કેમકે આ કેવલજ્ઞાન રૂપ અવસ્થાની પ્રાપ્તિ સર્વ વૃત્તિઓનો તથા તેના બીજનો નિરોધ કરવાથી થાય છે, એમ આ યોગનું સ્વરૂપ છે. આ સમાધિમાં માનસિક જ્ઞાન રહેતું નથી, કેમકે આત્મસ્વરૂપનો પૂર્ણ પ્રકાશ તે મનની સ્થિતિની પેલી પારનો વિષય છે.

આ સંપ્રજ્ઞાત સમાધિ બે પ્રકારે છે. પહેલી સંયોગિ કેવલિ થવાના વખતની, અને બીજી અયોગિ કેવલિ થવાના વખતની, પ્રથમ સમાધિ વિકલ્પ જ્ઞાનરૂપ મનની વૃત્તિઓના અને જ્ઞાનાવરણાદિના ઉદય રૂપ બીજના નિરોધથી ઉત્પન્ન થાય છે. બીજી સમાધિ સર્વ કાયાદિના હલનચલન, શ્વાસ નિશ્વાસાદિ વૃત્તિઓના તથા ઉદારિકાદિ શરીરરૂપ તેના બીજોનો અત્યંત ઉચ્છેદ થવાથી થાય છે. અન્યદર્શનકારો વિવિધ અવસ્થાની અપેક્ષાએ, સમાધિનાં અનેક નામો આપે છે. કોઇ ધર્મમેઘ, અમૃતાત્મા, ભવશત્રુશિવોદય, સત્વા-નંદ, અને પર પણ કહે છે. તે સર્વ આંહી આ અધ્યાત્માદિ યોગોમાં જ્યાં જે અર્થની અનુકુળતા આવે ત્યાં યોજી લેવો. કેમકે યોગની અવસ્થાઓ વિચિત્ર પ્રકાર અથવા

વિવિધ પ્રકારની છે. માટે તેને અવસ્થાની અપેક્ષાએ એવી કોઇ પણ સમાધિ નથી કે જેનો આ પાંચ પ્રકારના યોગમાં સમાવેશ ન થતો હોય, અર્થાત્ આ પાંચ પ્રકારના યોગમાં સર્વ સમાધિઓનો સમાવેશ થાય છે. ક્ષપકશ્રેણિ આરૂઢ આ મહામુનિ, દેડકાના શરીરની ભસ્મ કરવાની માફક, વૃત્તિઓ અને તેનાં બીજોને બાળીને ભસ્મ કરી નાખે છે. કહે છે કે દેડકાના શરીરનું ચુરણ કરીને નવા વરસાદનું પાણી જ્યાં પડયું હોય ત્યાં તે નાખવાથી, તે ચુરણના જેટલા ભાગો-અંશો હોય તેટલાં દેડકાં પેદા થાય છે, પણ જો તેના શરીરના સુકા કલેવરને બાળીને રાખ કરવામાં આવી હોય તો પછી તેમાંથી એક પણ દેડકાની ઉત્પત્તિ થતી નથી. તેમજ આત્મામાં કર્મનો સંબંધ કરનારી યોગ્યતાનો સર્વથા આ ક્ષપકશ્રેણિમાં નાશ થતો હોવાથી, યોગ્યતારૂપ બીજ અને તેના ફળરૂપ વૃત્તિઓનો શુકલ ધ્યાનરૂપ દાવાનળમાં સર્વથા દાહ કરી, સાધક પરમ કલ્યાણરૂપ શાંતિ પામે છે.

અધ્યાત્માદિ યોગરૂપ સામગ્રી અને તથા ભવ્યત્વના વ્યાપારથી યોગ્યતા અને યોગ્યતાના નિમિત્તરૂપ કર્મ દૂર થાય છે. તે યોગ્ય અધિકારી મહાત્મા કેવલ જ્ઞાન અને કેવલ દર્શનવડે ઇંદ્રિયોના વિષયોની પાર રહેલા જીવાદિ પદાર્થોને જોઇને સ્વતંત્ર ધર્મ દેશના આપવાની પ્રવૃત્તિ કરે

છે, જેને લઇને અનેક ભવ્ય જીવોને કલ્યાણનો માર્ગ સુગમ થાય છે. શૈલેશી નામની સમાધીવડે સર્વ કર્મનો ક્ષય થાય છે, તેને વૃત્તિસંક્ષય યોગ કહે છે. આ અવસરે કર્મસંબંધ યોગ્યતાનો સર્વથા અભાવ થાય છે. પછી ફરીને કોઈ પણ વખત જીવને કર્મનો સંયોગ થતો નથી. તે સંયોગના અભાવે સંસાર પરિભ્રમણનો પણ અભાવ થાય છે.

આંહી કોઇ પણ શંકા થતી હોય તો તે આ છે કે, જીવને કર્મ સંબંધની યોગ્યતા તે આત્મનો સ્વભાવ છે એમ માનવામાં આવ્યું છે, તો આત્માના સ્વભાવભૂત આ યોગ્યતા કેવી રીતે નિવર્ત્તન પામે ? ઉત્તર એજ છે કે તે યોગ્યતામાં નિવર્ત્તન થવાનો–જીવથી જુદા પડવાનો સ્વભાવ છે. અર્થાત્ નિવર્ત્તન થવાના સ્વભાવના સંબંધવાળી તે હતી, તેથી વૃત્તિસંક્ષયયોગને અંતે, સર્વસંવરનો લાભ થવાથી આત્માથી જુદા પડવાનું સંભવે છે. આ પ્રમાણે ટુંકામાં પાંચે યોગો સમાપ્ત થયા.



આચાર્ય શ્રી નીતિવિજયજીના
સદુપદેશથી શા. રા. ગોકલભાઈ રતનચંદ
પોતાના પિતાશ્રી રતનચંદ દોલતચંદના
અને રા. રા. અમૃતલાલ ચુનીલાલ
પોતાના પિતાશ્રી શા. ચુનીલાલ છગન-
લાલના સ્મરણાર્થે કરેલ દ્રવ્ય સહાયથી
આ ગ્રંથ છપાયો છે.